# ضرورة المسلمين

# ઝરૂરતુલ મુસ્લિમીન




નુરાની કુતુબખાના
બુક સેલર્સ એન્ડ પબ્લીશર્સ
છાપી-૩૮૫૨૧૦ બનાસકાંઠા [ગુજરાત]

★ બિસ્મિહી તઆલા ★

# ضرورة المسلمين

# ● ઝરૂરતુલ મુસ્લિમીન ●

: અનુવાદક :

હુસન ભડકોદ્વી

: પ્રકાશક :



## નુરાની કુતુબખાના

બુક સેલર્સ એન્ડ પબ્લીશર્સ

છાપી-૩૮૫૨૧૦ બનાસકાંઠા [ગુજરાત]

મૌ. સુલેમાન મઝાહરી

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

# * ઝરૂરતુલ્ મુસ્લિમીન *

## * کلمۂ طیب پہلا کلمہ اسلام کا *

(પહેલો કલિમહ પાકીનો-ઇસ્લામનો.)

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ مُحَمَّدٌ رَّسُوْلُ اللّٰهِ

**લા ઇલા-હ ઇલ્લલ્લાહુ મુહમ્મદુર્રસૂલુલ્લાહ.**

અલ્લાહ તઆલા સિવાય કોઈ બંદગીપાત્ર નથી, મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અલ્લાહ તઆલાના રસૂલ છે.

## * دوسرا کلمہ شہادت کا *

(બીજો કલિમહ ગવાહીનો.)

اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاَشْهَدُ اَنَّ

**અશ્હદુ અ ન્લા ઇલા-હ ઇલ્લલ્લાહુ વ અશ્હદુ અન્ન**

ગવાહી આપું છું કે, અલ્લાહ તઆલા સિવાય કોઈ મા'બૂદ નથી અને હું ગવાહી આપું છું કે,-

مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ

મુહમ્મદન્ અબ્દુહૂ વરસૂલુહૂ.

મુહમ્મદ (સલ.) અલ્લાહ તઆલાના બંદા અને તેના રસૂલ છે.

## ❋ تیسرا کلمہ بزرگی کا ❋

(ત્રીજો કલિમહ બુઝુર્ગીનો.)

سُبْحَانَ اللّٰهِ وَالْحَمْدُ لِلّٰهِ وَلَآ اِلٰهَ

સુબ્હાનલ્લાહિ વલ્હમ્દુ લિલ્લાહિ વલા ઇલા-હ

અલ્લાહની ઝાત પાક છે, અને સઘળી તારીફો અલ્લાહ માટે જ છે અને નથી કોઇ મા'બૂદ;–

اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ وَلَا حَوْلَ وَلَا قُوَّةَ

ઇલ્લલ્લાહુ વલ્લાહુ અકબર; વલા હવ્લ વલા કુવ્વત

પરંતુ અલ્લાહ, અને અલ્લાહ સૌથી મહાન છે; અને નથી કોઇમાં તાકાત અને નથી કોઇમાં કુદરત;–

اِلَّا بِاللّٰهِ الْعَلِيِّ الْعَظِيْمِ

ઇલ્લા બિલ્લાહિલ અલિય્યિલ અઝીમિ.

પરંતુ અલ્લાહ (ની મદદ)થી, જે ઉચ્ચ (અને) મહાન છે.

# ✻ چوتھا کلمہ توحید کا ✻

## (ચોથો કલિમહ તવહીદનો.)

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ لَهُ

**લા ઇલા-હ ઇલ્લલ્લાહુ વહ્દહૂ લા શરી-ક લહૂ લહુલ્**

અલ્લાહ સિવાય કોઇ મા'બૂદ નથી, તે એકલો જ છે,
એનો કોઇ ભાગીદાર નથી, એના જ માટે છે–

الْمُلْكُ وَلَهُ الْحَمْدُ يُحْيِيْ وَيُمِيْتُ بِيَدِهٖ

**મુલ્કુ વ લહુલ્ હમ્દુ યુહ્યી વ યુમીતુ બિયદિહિલ્**

બાદશાહી અને સઘળી તારીફો એના જ માટે છે, તે જ
જીવાડે છે અને તે જ મૌત આપે છે, (અને) એના જ
કબ્જામાં છે–

الْخَيْرُ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ

**ખયરુ વ હુ-વ અલા કુલ્લિ શયઇન કદીરુન્.**

હરેક પ્રકારની ભલાઇ અને તે હરેક ચીજ કરવા શક્તિમાન છે.



## ✿ پانچواں کلمہ کفر کے رد کرنے میں ✿

(પાંચમો કલિમહ કુફ્રના રદમાં.)

اَللّٰهُمَّ اِنِّیْٓ اَعُوْذُبِكَ مِنْ اَنْ اُشْرِكَ

અલ્લાહુમ્મ ઇન્ની અઊઝુ બિ-ક મિન્ અન્ ઉશ્રિ-ક-

હે અલ્લાહ ! હું તારી પનાહ માંગુ છું જાણીબુઝીને શરીક ઠરાવવાથી-

بِكَ شَيْئًا وَّاَنَا اَعْلَمُ بِهٖ وَاَسْتَغْفِرُكَ

બિ-ક શયઅંવ્ વ અ-ન અઅ્લમુ બિહી વ અસ્તગ્ફિરુ-ક-

તારી સાથે કોઇ ચીજને અને હું તારાથી માફી માગું છું-

لِمَا لَآ اَعْلَمُ بِهٖ تُبْتُ عَنْهُ وَتَبَرَّاْتُ

લિમાલા અઅ્લમુ બિહી તુબ્તુ અન્હૂ વ તબર્રઅ્તુ-

અજાણ્યપણે (શિર્ક) થઇ જાય તો અને એનાથી તોબા કરું છું અને હું બેઝાર થાઉં છું-

مِنَ الْكُفْرِ وَالشِّرْكِ وَالْكِذْبِ

મિનલ્ કુફ્રિ વશિશર્કિ વલ્ કિઝ્બિ-

કુફ્ર અને શિર્ક અને જૂઠથી-

وَالْمَعَاصِیْ كُلِّهَا اَسْلَمْتُ وَ اٰمَنْتُ

વલ્ મઆસી કુલ્લિહા અસ્લમ્તુ વ આમન્તુ-

તથા તમામ પ્રકારના ગુનાહોથી. હું તારો તાબેદાર બની ગયો અને હું ઈમાન લઈ આવ્યો.

وَاَقُوْلُ لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ مُحَمَّدٌ رَّسُوْلُ اللّٰهِ ؕ

વ અકૂલુ લા ઇલા-હ ઇલ્લલ્લાહુ મુહમ્મદુર્રસૂલુલ્લાહ.

અને હું સાચા દિલે એકરાર કરું છું કે, અલ્લાહ સિવાય કોઈ મા'બૂદ નથી (અને) મુહમ્મદ (સલ.) અલ્લાહના રસૂલ છે.

## ❋ ایمانِ مجمل ❋

(ઈમાને મુજમલ)

اٰمَنْتُ بِاللّٰهِ كَمَا هُوَ بِاَسْمَآئِهٖ وَصِفَاتِهٖ

આમન્તુ બિલ્લાહિ કમા હુ-વ બિઅસ્માઇહી વ સિફાતિહી

ઈમાન લાવ્યો હું અલ્લાહ પર, જેવો કે એ પોતાના નામો અને સિફતો-વિશેષણો સાથે છે

وَقَبِلْتُ جَمِيْعَ اَحْكَامِهٖ

વ કબિલ્તુ જમી-અ અહ્કામિહી.

અને મેં એના તમામ હુકમો કબૂલ કર્યા.

# ✹ ایمانِ مفصّل ✹

(ઇમાને મુફસ્સલ)

اٰمَنْتُ بِاللّٰهِ وَمَلٰٓئِكَتِهٖ وَكُتُبِهٖ وَ

આમન્તુ બિલ્લાહિ વ મલાઇ-કતિહી વ કુતુબિહી વ

ઈમાન લાવ્યો હું અલ્લાહ પર અને એના ફરિશ્તાઓ પર અને એની કિતાબો પર અને

رُسُلِهٖ وَالْيَوْمِ الْاٰخِرِ وَالْقَدْرِ خَيْرِهٖ

રુસુલિહી વલ્ યવ્મિલ્ આખિરિ વલ્ કદ્રિ ખય્રિહી

એનાં રસૂલો પર અને કિયામતના દિવસ પર અને આ વાત પર કે સારી તકદીર (નિયતિ)-

وَشَرِّهٖ مِنَ اللّٰهِ تَعَالٰى وَالْبَعْثِ بَعْدَ الْمَوْتِ

વ શર્રિહી મિનલ્લાહિ તઆલા વલ્બઅ્સિ બઅ્દલ્ મવતિ.

અને ખરાબ તકદીર અલ્લાહ તરફથી હોય છે અને મૌત પછી સજીવન થવા પર.

# طَهَارَتْ

## نیت غسل کی

(ગુસલની નિય્યત)

نَوَيْتُ اَنْ اَغْتَسِلَ مِنْ غُسْلِ الْجَنَابَةِ

નવય્તુ અન્ અગ્તસિ–લ મિન ગુસ્લિલ્ જનાબતિ

હું જનાબતનું ગુસલ કરવાની નિય્યત કરું છું–

لِرَفْعِ الْحَدَثِ

લિરફ્ઈલ હ–દષિ.

નાપાકી દૂર કરવા માટે.

ગુસલ અને વુઝૂ કરતી વેળા નિય્યત કરવી મુસ્તહબ છે. નિય્યત માટે અરબી શબ્દો બોલવા જરૂરી નથી. જે નાપાકીથી પાક થવા ગુસલ કરવા ચાહે તો એ નાપાકીનું નામ લઈને દિલમાં ઈરાદો કરે કે, હું ફલાણી નાપાકી (જનાબત, હૈઝ, નિફાસ)થી પાક થવા માટે ગુસલ કરું છું.



* نیت تیمم کی *

(તયમ્મુમની નિય્યત)

اَتَیَمَّمُ لِرَفْعِ الْحَدَثِ

અ–તયમ્મુમ લિરફ્અલ્ હ–દષિ.

હું નાપાકી દૂર કરવા માટે તયમ્મુમ કરું છું.

ગુસલ માટે તયમ્મુમ કરવું હોય તો દિલથી આ ઈરાદો કરે કે હું ગુસલ માટે તયમ્મુમ કરું છું અને વુઝૂ માટે તયમ્મુમ કરવું હોય તો દિલથી આ ઇરાદો કરે કે, હું વુઝૂ માટે તયમ્મુમ કરું છું.

* نیت وضو کی *

(વુઝૂની નિય્યત)

اَتَوَضَّأُ لِرَفْعِ الْحَدَثِ

અ–તવઝ્ઝઉ લિરફ્ઇલ્ હ–દષિ.

હું નાપાકી દૂર કરવા માટે વુઝૂ કરું છું.

અરબી દુઆ આવડતી ન હોય તો દિલથી આ ઈરાદો કરે કે, હું નાની નાપાકીથી પાક થવા અને નમાઝ જાઇઝ થવા માટે વુઝૂ કરું છું.

"નાની નાપાકી" બેવુઝૂ હોવાની હાલતને કહે છે અને "મોટી નાપાકી" ગુસલની હાજત હોવાની હાલતને કહે છે. જનાબત, હૈઝ અને નિફાસથી પાક થવા માટે ગુસલ ફર્ઝ છે.

* وضوشروع کرنے کی دُعاء *

(વુઝૂ શરૂ કરતી વખતે પઢવાની દુઆ)

بِسْمِ اللّٰہِ وَالْحَمْدُ لِلّٰہِ ۔

બિસ્મિલ્લાહિ વલ્હમ્દુ લિલ્લાહિ.

હું અલ્લાહના નામથી શરૂ કરું છું અને સઘળી તારીફો અલ્લાહ માટે છે.

## مِسْوَاک

વુઝૂ કરતી વેળા દાતણ કરવું સુન્નત છે. હદીષ શરીફમાં એની ઘણી ફઝીલત અને તાકીદ આવેલી છે. મિસ્વાક કરીને નમાઝ પઢવાથી નમાઝનો સવાબ ઘણો વધી જાય છે.

* وضوکرتے وقت کی دُعاء *

(વુઝૂ કરતી વખતે પઢવાની દુઆ)

اَللّٰھُمَّ اغْفِرْ لِیْ ذَنْبِیْ وَوَسِّعْ لِیْ فِیْ

અલ્લાહુમ્મગ્ફિર લી ઝમ્બી વ વસ્સિઅ્ લી ફી

હે અલ્લાહ! મારા ગુનાહોને માફ ફરમાવ અને વિશાળતા દે તું–

دَارِیْ وَبَارِكْ لِیْ فِیْ رِزْقِیْ ط

દારી વ બારિક્ લી ફી રિઝ્કી.

મારા ઘરમાં અને મારી રોઝીમાં બરકત અતા કર.

* وضو کے بعد کی دُعاء *

(વુઝૂ પછીની દુઆ)

اَللّٰهُمَّ اجْعَلْنِیْ مِنَ التَّوَّابِیْنَ

અલ્લાહુમ્મજ્અલ્ની મિનત્તવ્વાબી-ન

હે અલ્લાહ! તું મને તૌબા કરવાવાળાઓ

وَاجْعَلْنِیْ مِنَ الْمُتَطَهِّرِیْنَ ط

વજ્અલ્ની મિનલ્ મુત-તહ્હિરી-ન.

અને પાક સાફ રહેવાવાળાઓમાંથી બનાવી દે.
સાથે કલિમએ શહાદત પણ પઢી લેવો.

* اذانْ *

— (અઝાન)

પાંચેવ ફર્ઝ નમાઝો અને જુમ્અહની નમાઝ માટે અઝાન
મસ્નૂન છે.

# * اقامتُ *

(ઇકામત)

ઇકામત ફર્ઝ નમાઝો માટે સુન્નત છે. અઝાન અને ઇકામત ફક્ત પુરુષો માટે સુન્નત છે.

# اذانُ

(અઝાન)

اَللّٰهُ اَكْبَرُ اَللّٰهُ اَكْبَرُ اَللّٰهُ اَكْبَرُ

**અલ્લાહુ અક્બર, અલ્લાહુ અક્બર, અલ્લાહુ અક્બર,-**

અલ્લાહ ઘણો મોટો છે, અલ્લાહ ઘણો મોટો છે, અલ્લાહ ઘણો મોટો છે,-

اَللّٰهُ اَكْبَرُ اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ

**અલ્લાહુ અક્બર. અશ્હદુ અન્ લા ઇલાહ ઇલ્લલ્લાહ.**

અલ્લાહ ઘણો મોટો છે. હું ગવાહી આપું છું કે અલ્લાહ સિવાય કોઇ મા'બૂદ નથી.

أَشْهَدُ أَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ ، أَشْهَدُ أَنَّ

અશ્હદુ અં લા ઇલા-હ ઇલ્લલ્લાહ; અશ્હદુ અન્ન-

હું ગવાહી આપું છું કે, અલ્લાહ સિવાય કોઇ મા'બૂદ નથી;
હું ગવાહી આપું છું કે,-

مُحَمَّدًا رَّسُوْلُ اللّٰهِ ، أَشْهَدُ أَنَّ مُحَمَّدًا

મુહમ્મદર્રસૂલુલ્લાહ, અશ્હદુ અન્ન મુહમ્મદર્-

મુહમ્મદ (સલ.) અલ્લાહના રસૂલ છે; હું ગવાહી આપું છું
કે, મુહમ્મદ (સલ.)-

رَّسُوْلُ اللّٰهِ ، حَيَّ عَلَى الصَّلٰوةِ ، حَيَّ

રસૂલુલ્લાહ; હય્ય અલસ્સલાહ, હય્ય-

અલ્લાહના રસૂલ છે, આવો નમાઝ માટે, આવો-

عَلَى الصَّلٰوةِ ، حَيَّ عَلَى الْفَلَاحِ ، حَيَّ

અલસ્સલાહ; હય્ય અલલ્ ફલાહ, હય્ય-

નમાઝ માટે; આવો નજાત મેળવવા માટે, આવો-

عَلَى الْفَلَاحِ ، اَللّٰهُ اَكْبَرُ ، اَللّٰهُ اَكْبَرُ

અલલ્ ફલાહ; અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર;-

નજાત મેળવવા માટે; અલ્લાહ ઘણો મોટો છે, અલ્લાહ ઘણો મોટો છે;

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ ،

**લા ઇલા-હ ઇલ્લલ્લાહ.**

અલ્લાહ સિવાય કોઈ મા'બૂદ નથી.

## * અઝાનનો જવાબ *

અઝાન સાંભળનારાએ મુઅઝ્ઝિન જે કહે, એ જ શબ્દો કહેવા જોઈએ. અલબત્ત, બન્ને

حَيَّ عَلَى الصَّلٰوةِ ، حَيَّ عَلَى الْفَلَاحِ ،

વખતે

કહેવું: لَا حَوْلَ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ

ફજરની અઝાનમાં

حَيَّ عَلَى الْفَلَاحِ

પછી આ શબ્દો ઉમેરવામાં આવે છે :

اَلصَّلٰوةُ خَيْرٌ مِّنَ النَّوْمِ ، اَلصَّلٰوةُ خَيْرٌ مِّنَ النَّوْمِ

**અસ્સલાતુ ખયરુમ્ મિનન્નવ્મિ, અસ્સલાતુ ખયરુમ્ મિનન્નવ્મિ.**

નમાઝ ઊંઘથી બેહતર છે; નમાઝ ઊંઘથી બેહતર છે.
જમાઅતથી પહેલાં તકબીરમાં

حَيَّ عَلَى الْفَلَاحِ

પછી આ શબ્દોનો ઉમેરો કરવામાં આવે છે :

قَدْ قَامَتِ الصَّلٰوةُ، قَدْ قَامَتِ الصَّلٰوةُ،

કદ્ કામતિસ્સલાહ; કદ્ કામતિસ્સલાહ.

ખરેખર, નમાઝની જમાઅત ઊભી થઇ ગઈ; ખરેખર, નમાઝની જમાઅત ઊભી થઇ ગઈ.

* اذان کے بعد کی دُعاء *

(અઝાન પછીની દુઆ)

اَللّٰهُمَّ رَبَّ هٰذِهِ الدَّعْوَةِ التَّآمَّةِ وَالصَّلٰوةِ

અલ્લાહુમ્મ રબ્બ હાઝિહિદ્ દઅ્‌વતિત્તામ્મતિ વસ્સલાતિલ્

હે અલ્લાહ ! હે આ સંપૂર્ણ પુકાર–અઝાન અને એના પછી ઊભી થનાર નમાઝના માલિક !–

الْقَآئِمَةِ اٰتِ مُحَمَّدَنِ الْوَسِيْلَةَ وَالْفَضِيْلَةَ

કાઇ-મતિ આતિ મુહમ્મ-દનિલ્ વસીલ-ત વલ્ ફઝીલ-ત

તું હઝરત મુહંમદ (સલ.)ને "વસીલહ" અને ફઝીલત અતા કર–

وَابْعَثْهُ مَقَامًا مَّحْمُودَنِ الَّذِىْ وَعَدْتَّهٗ

**વબ્અસ્હૂ મકામમ્ મહ્મૂદનિલ્લઝી વઅત્તહૂ-**

અને આપ (સલ.)ને "મકામે મહમૂદ"માં પહોંચાડી દે,–

اِنَّكَ لَا تُخْلِفُ الْمِيْعَادَ

**ઇન્ન-ક લા તુખ્લિફુલ મીઆ-દ.**

બેશક, તું કદી વચનભંગ કરતો નથી.




## (નમાઝની શર્તો)

નમાઝ શરૂ કરતાં પહેલાં નીચેની ચીજો જરૂરી છે–

(૧) વુઝૂ ન હોય તો વુઝૂ કરવું. (૨) નહાવાની જરૂર હોય તો ગુસલ કરવું. (૩) શરીર અથવા કપડાં પર કોઈ નાપાકી લાગી હોય તો તેને પાક કરવી. (૪) નમાઝ પઢવાની જગ્યાનું પાક હોવું. (૫) કિબ્લા તરફ મુખ કરવું. (૬) સતર (ગુપ્તાંગો) છૂપાવવું. (૭) નિય્યત કરવી. (૮) નમાઝના નક્કી સમય પહેલાં નમાઝ પઢવી નહિ.

આ ચીજોમાંથી એક પણ ચીજ છૂટી જશે તો નમાઝ અદા થશે નહિ.

## ✽ નમાઝની નિય્યત ✽

જે નમાઝ પઢવી હોય તેની નિય્યત કરવી–દિલથી ઇરાદો કરવો. જેમ કે, ફજરની બે રકા'ત ફર્ઝ નમાઝ અલ્લાહ તઆલા વાસ્તે કિબ્લાની તરફ મુખ કરીને પઢું છું. ઇમામની પાછળ પઢતો હોય તો આ ઇરાદો પણ કરે કે, હું આ નમાઝ, આ ઇમામની પાછળ પઢું છું. ઝબાનથી નિય્યત કરવી જરૂરી નથી; પરંતુ ઝબાનથી પણ આ શબ્દો કહી લેવા બેહતર છે. નિય્યત ગમે તે ભાષામાં કરી શકાય છે.

تکبیر : اَللّٰهُ اَكْبَرُ

અલ્લાહ સૌથી મોટો છે.

* ثَنَاءٌ : ષના *

سُبْحَانَكَ اللّٰهُمَّ وَبِحَمْدِكَ وَتَبَارَكَ

સુબ્હાન–કલ્લાહુમ્મ વબિહમ્દિ–ક વતબાર–ક–

હે અલ્લાહ! અમે તારી પવિત્રતાનો એકરાર કરીએ છીએ અને તારી તારીફ બયાન કરીએ છીએ અને બરકતવંત છે–

اسْمُكَ وَتَعَالٰى جَدُّكَ وَلَآ اِلٰهَ غَيْرُكَ

–સ્મુ–ક વ તઆલા જદ્દુ–ક વલા ઇલા–હ ગયરૂક.

તારું નામ અને તારી બુઝુર્ગી ઘણી ઉચ્ચતર છે અને તારા સિવાય કોઇ ઇબાદતને લાયક નથી.

## * تعوّذ *

أَعُوذُ بِاللهِ مِنَ الشَّيْطَانِ الرَّجِيْمِ

અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ.

હું શયતાન મરદૂદ (હડધૂત)થી અલ્લાહની પનાહ માગું છું.

## * تسمیہ *

بِسْمِ اللهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

બિસ્મિલ્લાહિર્રહ્માનિર્રહીમ.

હું અલ્લાહના નામથી શરૂ કરું છું, જે ઘણો મહેરબાન અને અત્યંત રહમકર્તા છે.

## * سورۂ فاتحہ *

(સૂરએ ફાતિહા)

اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ ۝ الرَّحْمٰنِ الرَّحِيْمِ ۝

અલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ્ આલમી-ન; અર્રહ્મા-નિર્રહીમ;

સઘળાં વખાણ તમામ જગતોના પરવરદિગાર અલ્લાહ તઆલા માટે જ છે; જે ઘણો મહેરબાન (અને) અત્યંત રહમ કરનાર છે;

مٰلِكِ يَوْمِ الدِّيْنِ ۞ اِيَّاكَ نَعْبُدُ وَاِيَّاكَ

માલિકિ યવ્મિદ્દીન ઇય્યાક નઅ્બુદુ વ ઇય્યા-ક-

તે બદલા (કિયામત)ના દિવસનો માલિક છે. (હે અલ્લાહ!) અમે તારી જ ઇબાદત કરીએ છીએ અને તારાથી જ-

نَسْتَعِيْنُ ۞ اِهْدِنَا الصِّرَاطَ الْمُسْتَقِيْمَ ۞

નસ્તઇનુ. ઇહ્દિનસ્ સિરાતલ્મુસ્તકી-મ,-

મદદ માંગીએ છીએ. તું અમને સીધા માર્ગે ચલાવ;

صِرَاطَ الَّذِيْنَ اَنْعَمْتَ عَلَيْهِمْ ۞ غَيْرِ

સિરાતલ્લઝી-ન અન્અમ્ત અલયહિમ્ ગયરિલ્-

એવા લોકોના માર્ગે જેમના પર તેં મહેરબાની કરી છે, તેવાઓના માર્ગે નહિ,-

الْمَغْضُوْبِ عَلَيْهِمْ وَلَا الضَّآلِّيْنَ ۞

મગ્દૂબિ અલયહિમ્ વલદ્દૉલ્લી-ન.

آمِيْن "આમીન" ધીમેથી કહેવી.

* سورت *

એ પછી بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

પઢીને કોઈ સૂરહ પઢવી.

* رکوع کی تسبیح *

("રુકૂઅ"ની તસ્બીહ)

سُبْحَانَ رَبِّيَ الْعَظِيْمِ

સુબ્હા-ન રબ્બિયલ્ અઝીમ.

હું પોતાના મહાન પાલનહારની પાકી બયાન કરું છું.
(ત્રણ અથવા પાંચ વાર પઢવું)

* قومہ یعنی رکوع سے اُٹھنے کی تسمیع *

("કૌમહ" અર્થાત રુકૂઅથી ઉઠવાની તસ્મીઅ)

سَمِعَ اللّٰهُ لِمَنْ حَمِدَهٗ

સમિઅલ્લાહુ લિમન્ હમિદહ.

અલ્લાહે (તેની) સાંભળી લીધી, જેણે એની તારીફ બયાન કરી.

## * اسی قومہ کی تحمید *

(એ જ કવ્મહની તહમીદ)

رَبَّنَا لَكَ الْحَمْدُ ؕ

રબ્બના લકલ્ હમ્દ.

હે અમારા પરવરદિગાર! તારા જ માટે બધી તારીફ છે.

## * سجدہ کی تسبیح *

(સિજદાની તસ્બીહ)

سُبْحَانَ رَبِّيَ الْاَعْلٰى ؕ

સુબ્હા-ન રબ્બિયલ્ આ'લા.

હું પોતાના ઉચ્ચતર પરવરદિગારની પાકી બયાન કરું છું.
(ત્રણ અથવા પાંચ વખત પઢવું)

## * تشہد یا اَلتَّحِیَّات *

(અત્તહિય્યાત)

اَلتَّحِيَّاتُ لِلّٰهِ وَالصَّلَوٰتُ وَالطَّيِّبَاتُ اَلسَّلَامُ

અત્તહિય્યાતુ લિલ્લાહિ વસ્સ-લવાતુ વત્તય્યિબાતુ,
અસ્સલામુ-

સઘળી ઝબાની ઈબાદતો અને સઘળી અમલી–બદની ઈબાદતો અને સઘળી માલી ઇબાદતો અલ્લાહ માટે જ છે. સલામ હજો-

عَلَيْكَ اَيُّهَا النَّبِيُّ وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ

અલયૂક અય્યુહન્નબિય્યુ વ રહ્‌મતુલ્લાહિ વ-બરકાતુહૂ,

આપ પર હે નબી! (સલ.) અને અલ્લાહની રહમત તથા. એની બરકતો (આપ પર) નાઝિલ થાય.

اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِ اللّٰهِ الصّٰلِحِيْنَ

અસ્સલામુ અલયના વ અલા ઇબાદિલ્લાહિસ્સાલિહી-ન.

સલામ હજો અમારી ઉપર અને અલ્લાહના તમામ નેક બંદાઓ ઉપર.

اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا

અશ્હદુ અન્ લા ઇલા–હ ઇલ્લલ્લાહુ વ અશ્હદુ અન્ન મુહમ્મદન્

હું ગવાહી આપું છું કે, અલ્લાહ સિવાય કોઇ ઈબાદતને લાયક નથી અને હું ગવાહી આપું છું કે, મુહમ્મદ (સલ.)–

عَبْدُهٗ وَرَسُوْلُهٗ

અબ્દુહૂ વ રસૂલુહ.

અલ્લાહના બંદા અને તેના રસૂલ છે.

## * دُرودِ ابراہیم *

(દુરૂદે ઇબ્રાહીમ)

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ

અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ્ વ અલા આલિ મુહમ્મદિન્–

હે અલ્લાહ ! તું રહમત નાઝિલ ફરમાવ મુહમ્મદ (સલ.) પર અને મુહમ્મદ (સલ.)ની આલ–કુટુંબીજનો પર,

كَمَا صَلَّيْتَ عَلٰى اِبْرٰهِيْمَ وَعَلٰى اٰلِ اِبْرٰهِيْمَ

કમા સલ્લય્ત અલા ઇબ્રાહી–મ વ અલા આલિ ઇબ્રાહી–મ–

જેવી કે તેં રહમત નાઝિલ ફરમાવેલી ઇબ્રાહીમ (અલૈ.) પર અને ઇબ્રાહીમ (અલૈ.)ની અવલાદ પર.

اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ؀

ઇન્ન–ક હમીદુમ મજીદ.

બેશક, તું જ તારીફને લાયક (અને) મોટી બુઝુર્ગીવાળો છે.

اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ

અલ્લાહુમ્મ બારિક્ અલા મુહમ્મદિંવ્ વ અલા આલિ મુહમ્મદિન્

હે અલ્લાહ ! તું બરકત નાઝિલ કર મુહમ્મદ (સલ.) પર
અને મુહમ્મદ (સલ.)ની અવલાદ પર,

كَمَا بَارَكْتَ عَلٰٓى اِبْرٰهِيْمَ وَعَلٰٓى اٰلِ

કમા બારક્ત અલા ઇબ્રાહી–મ વ અલા આલિ–

જેવી કે તેં બરકત નાઝિલ કરેલી ઇબ્રાહીમ (અલૈ.) પર અને
ઇબ્રાહીમ (અલૈ.)ની અવલાદ પર.

اِبْرٰهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ؕ

ઇબ્રાહી–મ, ઇન્ન–ક હમીદુમ્ મજીદ.

બેશક, તું જ તારીફને લાયક (અને) મહાન બુઝુર્ગીવાળો છે.

## * درود شریف کے بعد کی دعاء *

(દુરૂદ શરીફ પછીની દુઆ)

اَللّٰهُمَّ اِنِّىْ ظَلَمْتُ نَفْسِىْ ظُلْمًا كَثِيْرًا

અલ્લાહુમ્મ ઇન્ની ઝલમ્તુ નફસી ઝુલ્મન્ કષીરંવ્–

હે અલ્લાહ ! મેં સ્વજાત પર ઘણો જ ઝુલ્મ કર્યો છે–

وَّاِنَّهٗ لَا يَغْفِرُ الذُّنُوْبَ اِلَّآ اَنْتَ فَاغْفِرْ لِىْ

વઇન્નહૂ લા યગ્ફિરુઝ્ ઝુનૂ–બ ઇલ્લા અન્ત ફગ્ફિર લી

અને બેશક, તારા સિવાય કોઇ ગુનાહોને માફ કરી શકતો નથી, તો તું પોતાના તરફથી–

مَغْفِرَةً مِّنْ عِنْدِكَ وَارْحَمْنِىْ اِنَّكَ اَنْتَ

મગ્ફિ-રતમ્ મિન્ ઇન્દિ-ક વર્હમ્ની ઇન્ન-ક અન્તલ્–

ખાસ બખશિશ વડે મને માફ કરી દે અને મારી ઉપર રહમ કર; બેશક; તું જ–

اَلْغَفُوْرُ الرَّحِيْمُ ۝

ગફૂરુર્રહીમ.

માફ કરનાર (અને) અત્યંત રહમત કરનાર છે.

سَلَامُ

(સલામ)

اَلسَّلَامُ عَلَيْكُمْ وَرَحْمَةُ اللّٰهِ

અસ્સલામુ અલયકુમ વ રહ્મતુલ્લાહ.

તમારી ઉપર સલામ અને અલ્લાહની રહમત નાઝિલ થાય.

# * نماز کے بعد پڑھنے کی دُعائیں *

(નમાઝ પછી પઢવાની દુઆઓ)

اَسْتَغْفِرُ اللّٰهَ ، اَسْتَغْفِرُ اللّٰهَ ، اَسْتَغْفِرُ اللّٰهَ

અસ્તગ્ફિરુલ્લા-હ, અસ્તગ્ફિરુલ્લા-હ, અસ્તગ્ફિરુલ્લા-હ.

હું અલ્લાહ પાસે પોતાના ગુનાહોની માફી માગું છું. (ત્રણ વાર)

اَللّٰهُمَّ اَنْتَ السَّلَامُ وَمِنْكَ السَّلَامُ ○

અલ્લાહુમ્મ અન્તસ્સલામુ વ મિન્કસ્સલામુ–

હે અલ્લાહ! તું જ સલામતી આપનાર છે અને તારા તરફથી જ સલામતી (મળી શકે) છે,

تَبَارَكْتَ يَا ذَا الْجَلَالِ وَالْاِكْرَامِ ○

તબારક્ત યા ઝલ્ જલાલિ વલ્ ઇકરામ

હે અઝમત અને બુઝુર્ગીવાળા! તું અતિ બરકતવંત છે.

رَبَّنَا تَقَبَّلْ مِنَّا اِنَّكَ اَنْتَ السَّمِيْعُ الْعَلِيْمُ ○

રબ્બના તકબ્બલ્ મિન્ના ઇન્ન-ક અન્તસ્સમીઉલ્ અલીમુ

હે અમારા પરવરદિગાર! તું અમારા તરફથી કબૂલ ફરમાવ. બેશક, તું જ સાંભળનાર (અને) જાણનાર છે.

وَتُبْ عَلَيْنَا اِنَّكَ اَنْتَ التَّوَّابُ الرَّحِيْمُ

વ તુબ્ અલય્ના ઈન્ન-ક અન્તત્તવ્વાબુર્ રહીમ.

અને તું અમને માફ કર; બેશક, તું જ તવબા કબૂલ કરનાર (અને) મહેરબાન છે.

اَللّٰهُمَّ اَعِنَّا عَلٰى ذِكْرِكَ وَشُكْرِكَ وَحُسْنِ عِبَادَتِكَ

અલ્લાહુમ્મ અઇન્ના અલા ઝિક્રિ-ક વ શુક્રિ-ક વ હુસ્નિ ઇબાદતિ-ક.

હે અલ્લાહ ! તારો ઝિક્ર અને શુક્ર તથા સારી રીતે તારી ઇબાદત કરવા પર તું અમારી મદદ ફરમાવ.

اَللّٰهُمَّ رَبَّنَا اٰتِنَا فِى الدُّنْيَا حَسَنَةً وَّ

અલ્લાહુમ્મ રબ્બના આતિના ફિદ્ દુન્યા હ-સ-નતંવ્ વ-

હે અલ્લાહ ! અમારા પાલનહાર ! દુનિયામાં અમને ભલાઇ અતા કર અને-

فِى الْاٰخِرَةِ حَسَنَةً وَّقِنَا عَذَابَ النَّارِ

ફિલ્ આખિરતિ હ-સ-નતંવ્ વ કિના અઝાબન્નાર.

આખિરતમાં પણ ભલાઈ (અતા કર) અને અમને જહન્નમના અઝાબથી બચાવજે.

سُبْحَانَ رَبِّكَ رَبِّ الْعِزَّةِ عَمَّا يَصِفُوْنَ ۝

સુબ્હા–ન રબ્બિ–ક રબ્બિલ્ ઇઝ્ઝતિ અમ્મા યસિફુ–ન;

આપનો રબ જે મહાન બુઝુર્ગીવાળો છે, તે વાતોથી પાક છે, જેને આ કાફિરો–મુશ્રિકો બયાન કરે છે;

وَسَلَامٌ عَلَى الْمُرْسَلِيْنَ ۝ وَالْحَمْدُ لِلّٰهِ

વ સલામુન્ અલલ્ મુર્સલીન–; વલ્હમ્દુ લિલ્લાહિ–

અને સલામ નાઝિલ થાય તમામ પયગમ્બરો પર અને સઘળી તારીફો અલ્લાહ માટે જ છે,–

رَبِّ الْعٰلَمِيْنَ ۝

રબ્બિલ્ આલમી–ન.

જે તમામ જગતોનો પાલનહાર છે.

۝ اَللّٰهُمَّ اغْفِرْ لِيْ وَلِوَالِدَيَّ وَلِاُسْتَاذِيْ

અલ્લાહુમ્મગ્ફિર્ લી વલિવાલિદય્ય વ લિઉસ્તાઝી–

હે અલ્લાહ ! તું માફ કર મને અને મારા મા–બાપને અને મારા અસાતિઝહને

وَلِجَمِيْعِ الْمُؤْمِنِيْنَ وَالْمُؤْمِنَاتِ وَالْمُسْلِمِيْنَ

વલિજમીઇલ્ મુઅ્મિની–ન વલ્ મુઅ્મિનાતિ વલ્ મુસ્લિમી–ન–

અને તમામ મુઅમિન પુરુષો અને મુઅમિન સ્ત્રીઓને અને તમામ મુસલમાન પુરુષોને

وَالْمُسْلِمَاتِ بِرَحْمَتِكَ يَا اَرْحَمَ الرّٰحِمِيْنَ ؕ

વલ્ મુસ્લિમાતિ બિરહ્મતિ–ક યા અરહમર્રાહિમી–ન.

અને મુસલમાન સ્ત્રીઓને; હે તમામ રહમ કરનારાઓથી વધુ રહમ કરનાર! પોતાની રહમતથી તું (અમને) બક્ષી દે.

✱ یہ دُعا فجر اور عصر کے فرضوں کے بعد پڑھے ✱

✱ આ દુઆ ફજર અને અસરના ફર્ઝ પછી પઢવી ✱

اَللّٰهُمَّ اِنَّا نَسْئَلُكَ اِيْمَانًا مُّسْتَقِيْمًا وَّ

અલ્લાહુમ્મ ઇન્ના નસ્અલુ–ક ઇમાનમ્ મુસ્તકીમંવ્ વ–

હે અલ્લાહ! ખરેખર, અમે તારાથી સવાલ કરીએ છીએ ઈમાને મુસ્તકીમનો અને–

فَضْلًا دَآئِمًا وَّنَظَرًا رَّحْمَةً وَّعِلْمًا نَّافِعًا

ફઝ્લન્ દાઇમંવ્ વ ન ઝ-રર્ રહ્મતંવ્ વઇલ્મન્ નાફિઅંવ્

હંમેશાના ફઝલનો અને રહમતભરી નજરનો અને લાભદાયી ઇલ્મનો

وَّعَقْلًا كَامِلًا وَّقَلْبًا مُّنَوَّرًا وَّتَوْفِيْقًا

વ અક્લન્ કામિલંવ્ વ કલ્બમ્ મુનવ્વરંવ્ વ તવફીકન્

અને સંપૂર્ણ બુધ્ધિનો અને રોશન દિલનો અને તવફીકે-

اِحْسَانًا وَّتَوْبَةً نَّصُوْحًا وَّصَبْرًا جَمِيْلًا

ઇહ્સાનંવ્ વ તવ્બતન્ નસૂહંવ્ વ સબ્રન્ જમીલંવ્-

નેકનો અને મકબૂલ તોબાનો અને નેક સબ્રનો-

وَّاَجْرًا عَظِيْمًا وَّلِسَانًا ذَاكِرًا وَّبَدَنًا

વ અજ્રન્ અઝીમંવ્ વ લિસાનન્ ઝાકિરંવ્ વ બ-દનન્-

અને મહાન બદલાનો અને ઝિક્ર કરનાર ઝબાનનો અને સબ્ર કરનાર બદનનો

صَابِرًا وَّرِزْقًا وَّاسِعًا وَّسَعْيًا مَّشْكُوْرًا

સાબિર'વ્ વરિઝ્ક'વ્ વાસિઅ'વ્ વ સઅ્યમ્ મશ્કૂર'વ્

અને વિશાળ રોઝીનો અને પસંદિત કોશિશનો

وَّذَنْبًا مَّغْفُوْرًا وَّعَمَلًا مَّقْبُوْلًا وَّدُعَآءً

વ ઝમ્બમ મગ્ફૂર'વ્ વ અ-મલમ્ મુ-મક્બૂલ'વ્
વ દુઆઅમ્

અને મગ્ફૂર (ક્ષમ્ય) ગુનાહનો અને મકબૂલ અમલનો અને
કબૂલપાત્ર દુઆનો

مُّسْتَجَابًا وَّجَنَّةَ الْفِرْدَوْسِ نَعِيْمًا

મુસ્તજાબ'વ્ વ જન્નતલ્ ફિરદૌસી નઈમમ-

અને જન્નતે ફિરદૌસ-નેઅમતના સ્થળનો,

بِرَحْمَتِكَ يَآ اَرْحَمَ الرَّاحِمِيْنَ وَصَلَّى

બિરહ્મતિ-ક યા અર્હમર્રાહિમી-ન વ સલ્લ-

તારી રહમતથી હે સૌથી વધુ રહમ કરનાર ! અને
અલ્લાહની રહમત નાઝિલ થાય

اللّٰهُ تَعَالٰى عَلٰى خَيْرِ خَلْقِهٖ سَيِّدِنَا مُحَمَّدٍ

-લ્લાહુ તઆલા અલા ખય્રિ ખલ્કિહી સય્યિદિના
મુહમ્મદિ'વ્

એની મખ્લૂકમાંની સર્વશ્રેષ્ઠ ઝાત અમારા સરદાર હઝરત મુહમ્મદ (સલ.) પર

وَعَلٰۤى اٰلِهٖ وَاَصْحَابِهٖۤ اَجْمَعِيْنَ سُبْحَانَ

**વ અલા આલિહી વ અસ્હાબિહી અજમઇ-ન. સુબ્હા-ન-**

અને આપની અવલાદ પર અને આપના તમામ સહાબા (રદ઼િ.) પર. પાક છે—

رَبِّكَ رَبِّ الْعِزَّةِ عَمَّا يَصِفُوْنَ وَسَلٰمٌ

**રબ્બિ-ક રબ્બિલ્ ઇઝ્ઝતિ અમ્મા યસિફૂ-ન વ સલામુન**

આપનો મહાન ઇઝઝતવાન રબ તે સઘળી વાતોથી જેને આ (કાફિરો) બયાન કરે છે અને સલામ હજો-

عَلَى الْمُرْسَلِيْنَ ۝ وَالْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ ۝

**અલલ્ મુરસલી-ન વલ્હમ્દુલિલ્લાહિ રબ્બિલ્ આલમી-ન.**

તમામ પયગમ્બરો પર અને સઘળાં વખાણ અલ્લાહ માટે છે, જે તમામ જગતોનો પાલનહાર છે.

## * વિત્ર *

વિત્રની ત્રીજી રકા'તમાં સૂરએ ફાતિહા અને બીજી કોઈ સૂરહ પઢયા પછી અલ્લાહુ અકબર કહેતાં હાથ ઉઠાવીને બાંધી લેવા. પછી ધીમી અવાજે આ દુઆ (દુઆએ કુનૂત) પઢવી :

# دُعَائے قنوت

اَللّٰهُمَّ اِنَّا نَسْتَعِيْنُكَ وَنَسْتَغْفِرُكَ وَنُؤْمِنُ

અલ્લાહુમ્મ ઇન્ના નસ્તઇનુ-ક વ નસ્તગ્ફિરુ-ક વ-નુઅમિનુ-

હે અલ્લાહ ! અમે તારાથી મદદ માંગીએ છીએ અને તારાથી મગફિરતના તલબગાર છીએ અને તારા પર ઇમાન લાવીએ છીએ

بِكَ وَنَتَوَكَّلُ عَلَيْكَ وَنُثْنِىْ عَلَيْكَ

બિ-ક વ ન-તવક્કલુ અલયૂક વ નુષ્ની અલયૂકલ્-

અને તારા પર ભરોસો કરીએ છીએ અને તારી બેહતર તારીફ કરીએ છીએ

الْخَيْرَ وَنَشْكُرُكَ وَلَا نَكْفُرُكَ

ખય્‌ર વ નશ્કુરુ-ક વલા નક્ફુરુ-ક

અને તારો શુક્ર અદા કરીએ છીએ અને તારી નાશુક્રી કરતા નથી

وَنَخْلَعُ وَنَتْرُكُ مَنْ يَّفْجُرُكَ اَللّٰهُمَّ

વનખ્લઉ વ નત્રુકુ મ'ય્યફ્જુરુ-ક, અલ્લાહુમ્મ

અને અલગ કરીએ છીએ તથા છોડી દઇએ છીએ એવા માણસને જે તારી નાફરમાની કરે છે. હે અલ્લાહ !

اِيَّاكَ نَعْبُدُ وَلَكَ نُصَلِّىْ وَنَسْجُدُ

ઇય્યા-ક નઅ્બુદુ વ લ-ક નુસલ્લી વ નસ્જુદુ

અમે તારી જ ઇબાદત કરીએ છીએ અને ખાસ તારા માટે નમાઝ પઢીએ છીએ અને સિજદહ કરીએ છીએ

وَاِلَيْكَ نَسْعٰى وَنَحْفِدُ وَنَرْجُوْا رَحْمَتَكَ

વ ઇલયૂક નસ્આ વ નહ્ફિદુ વ નર્જુ રહ્મત-ક

અને અમે તારી તરફ દોડીએ અને લપકીએ છીએ અને તારી રહમતના ઉમ્મીદવાર છીએ.

وَنَخْشٰى عَذَابَكَ اِنَّ عَذَابَكَ بِالْكُفَّارِ

વ નખ્શા અઝાબ-ક ઇન્ન અઝાબ-ક બિલ્કુફ્ફારિ-

અને તારા અઝાબથી ડરીએ છીએ. બેશક, તારો અઝાબ કાફિરોને-

مُلْحِقٌ ؕ

મુલ્હિક.

પહોંચનાર છે.

## ✻ جنازے کی نماز ✻

(જનાઝાની નમાઝ)

નિય્યત : દિલમાં ઇરાદો કરે કે હું અલ્લાહના માટે (આ જનાઝાની) નમાઝ આ ઇમામની પાછળ પઢું છું અને મચ્યિત માટે દુઆ કરું છું.

## * પહેલી તકબીર *

ત્યાર બાદ ઇમામ જોરથી અને મુક્તદી ધીમેથી તકબીર કહે અને બન્ને હાથ કાનો સુધી ઉઠાવીને ડૂંટીથી નીચે બાંધી લે.

જનાઝાની નમાઝમાં ચાર વખત અલ્લાહુ અકબર કહેવું ફર્ઝ છે. (હર વખતે અલ્લાહુ અકબર કહેવું એક રકા'તના કાયમ મુકામ સમજવામાં આવે છે.)

પહેલી તકબીર પછી હાથ બાંધીને પઢે :

سُبْحَانَكَ اللّٰهُمَّ وَبِحَمْدِكَ وَتَبَارَكَ اسْمُكَ

સુબ્હાન–કલ્લાહુમ્મ વબિહમ્દિ-ક વ તબા-ર કસ્મુ-ક

હે અલ્લાહ ! અમે તારી પવિત્રતાનો એકરાર કરીએ છીએ અને તારી તારીફ બયાન કરીએ છીએ અને તારું નામ ઘણું જ બરકતવંત છે.

وَتَعَالٰى جَدُّكَ وَجَلَّ ثَنَاءُكَ وَلَآ اِلٰهَ غَيْرُكَ

વ તઆલા જદ્દુ-ક વ જલ્લ સનાઉ-ક વલા ઇલા-હ ગયરુ-ક

અને તારી બુઝુર્ગી અતિ ઉચ્ચતર છે અને તારા વખાણ મહાનતમ્ છે અને તારા સિવાય કોઇ મા'બૂદ નથી.

## * બીજી તકબીર *

ઈમામ જોરથી અને મુક્તદી ધીમેથી હાથ ઉઠાવ્યા વગર બીજી તકબીર કહે. ત્યાર બાદ ઇમામ તથા મુક્તદી દુરૂદે ઇબ્રાહીમ ધીમેથી પઢે.

## * ત્રીજી તકબીર *

એ પછી (બીજી તકબીરની જેમ) ત્રીજી તકબીર કહે. જો બાલિગ મર્દ અથવા બાલિગ અવરતનો જનાઝો હોય તો ઈમામ અને મુક્તદી ધીમેથી આ દુઆ પઢે :

**اَللّٰهُمَّ اغْفِرْ لِحَيِّنَا وَمَيِّتِنَا وَشَاهِدِنَا وَغَآئِبِنَا**

**અલ્લાહુમ્મગ્ફિર લિહય્યિના વ મય્યિતિના વ શાહિદિના વ ગાઇબિના**

હે અલ્લાહ ! અમારા જીવંત અને મૃત લોકો તથા હાજર અને ગાયબ લોકો

**وَصَغِيْرِنَا وَكَبِيْرِنَا وَذَكَرِنَا وَاُنْثَانَا اَللّٰهُمَّ**

**વ સગીરિના વ કબીરિના વ ઝ-કરિના વ ઉન્ષાના અલ્લાહુમ્મ-**

તથા નાનેરાંઓ અને મોટેરાંઓ તેમ જ પુરુષો અને સ્ત્રીઓને બખ્શી દે. હે અલ્લાહ !-

**مَنْ اَحْيَيْتَهٗ مِنَّا فَاَحْيِهٖ عَلَى الْاِسْلَامِ وَ**

**મન્ અહયય્તહૂ મિન્ના ફ-અહ્યિહી અલલ્ ઇસ્લામિ વ-**

અમારામાંથી જેને તું જીવંત રાખે તો એને તું ઈસ્લામ પર જીવંત રાખ અને-

مَنْ تَوَفَّيْتَهٗ مِنَّا فَتَوَفَّهٗ عَلَى الْاِيْمَانِ ؕ

મન્ તવફ્ફૈતહૂ મિન્ના ફ-તવફ્ફહૂ અલલ્ ઇમાન.

અમારામાંથી જેને તું વફાત દે તો એને તું ઇમાન પર વફાત દે.

✱ બાળકની દુઆ ✱

નાબાલિગ છોકરાનો જનાઝો હોય તો આ દુઆ પઢવી :

اَللّٰهُمَّ اجْعَلْهُ لَنَا فَرَطًا وَّ اجْعَلْهُ لَنَا اَجْرًا

અલ્લાહુમ્મજ્અલ્હૂ લના ફ-રતંવ વજ્અલ્હૂ
લના અજ્રંવ્-

હે અલ્લાહ! આ બાળકને આગળ જઇને અમારી નજાત
માટેનો સામાન કરનાર બનાવી દે અને એની જુદાઇની
મુસીબતને અમારા માટે અજરકારક-

وَّ ذُخْرًا وَّ اجْعَلْهُ لَنَا شَافِعًا وَّ مُشَفَّعًا ؕ

વ ઝુખ્રંવ્ વજ્અલ્હૂ લના શાફિઅંવ્ વ મુશફ્ફઆ.

અને સમય પર કામ આવનાર બનાવ અને એને અમારી
સિફારિશ કરનાર તથા સિફારિશ મંજૂર કરેલ બનાવ.

✱ બાળકીની દુઆ ✱

નાબાલિગ છોકરીનો જનાઝો હોય તો આ દુઆ પઢવી :

اَللّٰهُمَّ اجْعَلْهَا لَنَا فَرَطًا وَّ اجْعَلْهَا لَنَا

أَجْرًا وَّذُخْرًا وَّاجْعَلْهَا لَنَا شَافِعَةً وَّمُشَفَّعَةً

**અલ્લાહુમ્મજ્અલ્હા લના ફ–રતંવ્ વજ્અલ્હા લના અજ્રંવ્ વ ઝુખ્રંવ્ વજ્અલ્હા લના શાફિઅતંવ્ વ મુશફ્ફઅતન.**

(બાળકીની દુઆમાં માત્ર શબ્દોનો ફર્ક છે. અર્થમાં કોઇ ફર્ક નથી.)

## * ચોથી તકબીર *

ત્યાર બાદ ઇમામ જોરથી અને મુક્તદી ધીમેથી ચોથી તકબીર કહીને સલામ ફેરવી દે.

*   *   *   *

મય્યિતને કિબ્લા તરફથી કબરમાં ઉતારવી. મય્યિતને કબરમાં ઉતારતી વેળા આ દુઆ પઢવી :

بِسْمِ اللّٰهِ وَعَلٰى مِلَّةِ رَسُوْلِ اللّٰهِ

**બિસ્મિલ્લાહિ વ અલા મિલ્લતિ રસૂલિલ્લાહ.**

અમે આ બંદાને અલ્લાહના પાક નામ સાથે અને રસૂલુલ્લાહ (સલ.)ના તરીકા અનુસાર દફન કરીએ છીએ.

મય્યિતને કબરમાં મૂકીને થોડીક જમણા પાસાભેર કિબ્લા તરફ કરી દેવી મસ્નૂન છે.

## قبر میں مٹی ڈالتے وقت کی دُعاء

(કબરમાં માટી નાખતી વેળા પઢવાની દુઆ)

દરેક માણસે પોતાના બંને હાથોમાં માટી લઇને ત્રણવાર કબરમાં નાખવી. પહેલી વાર માટી નાખતી વેળા આ પઢે :

مِنْهَا خَلَقْنٰكُمْ

મિન્હા ખલક્નાકુમ

આ માટીમાંથી જ અમે તમારું સર્જન કર્યું છે.

બીજીવાર માટી નાખતી વેળા પઢે :

وَفِيْهَا نُعِيْدُكُمْ

વ ફીહા નુઈદુકુમ્

અને એમાં જ અમે તમને પાછા લાવીશું.

અને ત્રીજીવાર માટી નાખતી વેળા પઢે :

وَمِنْهَا نُخْرِجُكُمْ تَارَةً اُخْرٰى

વ મિન્હા નુખ્રિજુકુમ તા-રતન્ ઉખ્રા

અને એમાંથી જ અમે તમને ફરીવાર ઉઠાવીશું.

## * દફન પછી *

કબરનો આકાર ઊંટના ઢેકા જેવો બનાવવો. કબર પર પાણીનો છંટકાવ કરવો મુસ્તહબ છે. કબર એક વેંત યા એથી થોડીક ઊંચી રાખવી.

## * દફન પછી મચ્યિત માટે દુઆ *

મચ્યિતના સિરહાના તરફ ઊભા રહીને الٓمّٓ થી

مُفْلِحُوْنَ સુધી અને પગ તરફ ઊભા રહીને

اٰمَنَ الرَّسُوْلُ થી સૂરહના અંત સુધી પઢવું અને

મચ્યિત માટે મગફિરતની દુઆ કરવી–

(૧)

قبرستان میں داخل ہوتے وقت پڑھنے کی دُعاء

(કબ્રસ્તાનમાં દાખલ થતી વેળા પઢવાની દુઆ-૧)

اَلسَّلَامُ عَلَيْكُمْ اَهْلَ الدِّيَارِ مِنَ الْمُؤْمِنِيْنَ

અસ્સલામુ અલયકુમ્ અહ્લદ્દિયારિ મિનલ્ મુઅમિની–ન–

સલામ થાય તમારી ઉપર આ સ્થળે આરામ કરનાર હે મુઅમિનો

وَالْمُسْلِمِيْنَ وَاِنَّا اِنْ شَآءَ اللّٰهُ بِكُمْ لَاحِقُوْنَ

વલ્ મુસ્લિમી-ન વ ઇન્ના ઇન્શા અલ્લાહુ બિકુમ લાહિકૂ-ન

તથા મુસલમાનો ! અને અમે ઇન્શાઅલ્લાહ તમને આવી મળીશું.

نَسْئَلُ اللّٰهَ لَنَا وَلَكُمُ الْعَافِيَةَ ط

નસ્અલુલ્લા-હ લના વ લકુમુલ્ આફિય-ત.

અમે સ્વજાત માટે અને તમારા માટે આફિયતની દુઆ કરીએ છીએ.

✱ اہلِ قبور پر سلام کا طریقہ (۲) ✱

(કબ્રસ્તાનમાં પ્રવેશવાની દુઆ-૨)

اَلسَّلَامُ عَلَيْكُمْ يَا اَهْلَ الْقُبُوْرِ مِنَ

અસ્સલામુ અલયકુમ્ યા અહ્‌લલ્ કુબૂરિ મિનલ્-

સલામતી નાઝિલ થાય તમારી ઉપર હે મુસલમાન કબ્રજનો !

الْمُسْلِمِيْنَ اَنْتُمْ لَنَا سَلَفٌ وَّنَحْنُ لَكُمْ

મુસ્લિમી-ન અન્તુમ્ લના સ-લફુંવ્ વ નહ્નુ લકુમ-

તમે અમારી અગાઉ જવાવાળા છો અને તમારી-

تَبَعٌ وَّاِنَّآ اِنْ شَآءَ اللّٰهُ بِكُمْ لَاحِقُوْنَ

ત-બઉ'ન્ વ ઇન્ના ઇન્શા અલ્લાહુ બિકુમ્ લાહિકૂ-ન,

પાછળ આવી રહ્યા છીએ અને બેશક, અમે ઇન્શાઅલ્લાહ તમને આવી મળીશું.

يَرْحَمُ اللّٰهُ الْمُتَقَدِّمِيْنَ مِنَّا وَالْمُتَاَخِّرِيْنَ

યરહમુલ્લાહુલ મુ-તકદ્દિમી-ન મિન્ના વલ્ મુત-અખ્ખિરી-ન,

અલ્લાહ અમારાં આગલાંઓ પર રહમ કરે અને અમારાં પાછલાંઓ પર,

نَسْاَلُ اللّٰهَ لَنَا وَلَكُمُ الْعَافِيَةَ يَغْفِرُ اللّٰهُ

નસ્અલુલ્લા-હ લના વ લકુમુલ્ આફિય-ત, યગ્ફિરુલ્લાહ-

અમે અલ્લાહથી સ્વજાત માટે અને તમારા માટે આફિયત માગીએ છીએ, અલ્લાહ બખ્શિશ કરે-

لَنَا وَلَكُمْ وَيَرْحَمُنَا اللّٰهُ وَاِيَّاكُمْ ،

લના વ લકુમ્ વ યર્હમુનલ્લાહુ વ ઇય્યાકુમ્.

અમારી અને તમારી પણ અને અલ્લાહ અમારી તથા તમારી ઉપર રહમ કરે.

# ایصالِ ثوابْ کی دُعاء (١)

(ઇસાલે સવાબની દુઆ-૧)

اَللّٰھُمَّ صَلِّ عَلٰی سَیِّدِنَا مُحَمَّدٍ وَّعَلٰٓی اٰلِ

અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિંવ્ વ અલા આલિ-

હે અલ્લાહ ! તું રહમત નાઝિલ કર અમારા સરદાર મુહમ્મદ (સલ.) પર અને-

سَیِّدِنَا مُحَمَّدٍ وَّ بَارِكْ وَسَلِّمْ ؕ

સય્યિદિના મુહમ્મદિંવ્ વ બારિક્ વ સલ્લિમ,

અમારા સરદાર મુહમ્મદ (સલ.)ની આલ-અવલાદ પર અને (એમના પર) બરકત તથા સલામતી નાઝિલ કર,

اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِیْنَ ؕ وَالْعَاقِبَةُ

અલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ્ આલમી-ન, વલ્ આકિબ-તુ-

સઘળાં વખાણ અલ્લાહ માટે જ છે. જે તમામ જગતોનો પરવરદિગાર છે અને સારો અંજામ-

لِلْمُتَّقِیْنَ ؕ وَالصَّلٰوةُ وَالسَّلَامُ عَلٰی

લિલ્ મુત્તકી-ન, વસ્સલાતુ વસ્સલામુ અલા-

પરહેઝગારો માટે છે અને દુરૂદોસલામ-

رَسُوْلِهٖ سَيِّدِنَا مُحَمَّدٍ وَّ عَلٰۤى اٰلِهٖ وَ

રસૂલિહી સચ્યિદિના મુહમ્મદિંવ્ વ અલા આલિહિ વ-

અલ્લાહના રસૂલ, અમારા સરદાર મુહમ્મદ (સલ.) પર અને આપની અવલાદ પર અને

اَصْحَابِهٖ اَجْمَعِيْنَ ۝

અસ્હાબિહી અજમઇ-ન.

આપના તમામ સહાબએ કિરામ (રહિ.) પર.

اَللّٰهُمَّ رَبَّنَا تَقَبَّلْ مِنَّا مَا قَرَأْتُ اِنَّكَ

અલ્લાહુમ્મ રબ્બના તકબ્બલ મિન્ના મા કરઅ્તુ ઇન્ન-ક

હે અલ્લાહ! હે અમારા પરવરદિગાર! જે કાંઇ અમે પઢયા, તેને તું કબૂલ કર. બેશક,

اَنْتَ السَّمِيْعُ الْعَلِيْمُ ۝ وَتُبْ عَلَيْنَا

અન્તસ્સમીઉલ્ અલીમુ, વ તુબ્ અલયના-

તું જ સાંભળનાર (અને) જાણનાર છે અને અમને માફ કર-

اِنَّكَ اَنْتَ التَّوَّابُ الرَّحِيْمُ ۝

ઇન્ન-ક અન્તત્તવ્વાબુર્રહીમ.

બેશક, તું જ કબૂલ કરનાર (અને) મહેરબાન છે.

اَللّٰهُمَّ بَلِّغْ وَاَوْصِلْ ثَوَابَ مَاقَرَأْتُ

અલ્લાહુમ્મ બલ્લિગ વ અવ્સિલ્ સવા-બ મા કરઅ્તુ-

હે અલ્લાહ ! હું જે કાંઈ પઢયો છું, એનો સવાબ પહોંચાડી દે અને ઇસાલ કરી દે-

وَنُوْرَ مَاتَلَوْتُ اِلٰى رُوْحِ مَنْ قَرَأْتُهٗ

વ નૂ-ર મા તલવ્તુ ઈલા રૂહિ મન કરઅ્તુહૂ

તથા જે કાંઇ મેં તિલાવત કરી છે તેનું નૂર (પહોંચાડી દે અને ઇસાલ કરી દે) એની રૂહને જેની રૂહને બખ્શવાની-

بِنِيَّتِهٖ

બિનિય્યતિહી.

નિય્યતે હું પઢયો છું.

اَللّٰهُمَّ اغْفِرْلَهٗ وَارْحَمْهُ وَسَكِّنْهُ

અલ્લાહુમ્મગ્ફિર્ લહૂ વર્હમ્હૂ વ સક્કિન્હૂ-

હે અલ્લાહ ! તું આ બંદાની મગફિરત કર અને એના પર રહમ કર અને એને ઠેકાણું અર્પણ કર-

فِى الْجَنَّةِ

ફિલ્જન્નતિ.

જન્નતમાં.

اَللّٰهُمَّ اغْفِرْلَهٗ وَارْحَمْهُ وَاَدْخِلْهُ فِى الْجَنَّةِ

**અલ્લાહુમ્મગ્ફિર્લહૂ વર્હમ્હૂ વઅદ્ખિલ્હૂ ફિલ્જન્નતિ,**

હે અલ્લાહ ! તું આ બંદાને બખ્શી દે અને એના પર રહમ કર અને એને જન્નતમાં દાખલ કર,

اَللّٰهُمَّ اغْفِرْلَهٗ وَارْحَمْهُ وَرَوِّحْهُ فِى الْجَنَّةِ

**અલ્લાહુમ્મગ્ફિર્ લહૂ વર્હમ્હૂ વ રવ્વિહ્હૂ ફિલ્જન્નતિ,**

હે અલ્લાહ ! તું એને માફ કરી દે અને એના પર રહમ કર અને એને જન્નતમાં પહોંચાડી દે,

اَللّٰهُمَّ لَا تَحْرِمْنَا اَجْرَهٗ وَلَا تَفْتِنَّا بَعْدَهٗ

**અલ્લાહુમ્મ લા તહ્રિમ્ના અજ્રહૂ વલા તફ્તિન્ના બઅ્દહૂ,**

હે અલ્લાહ ! અમને એના સવાબથી મહરૂમ રાખીશ નહિ અને એના પછી તું અમને કોઇ ફિત્નામાં નાખીશ નહિ,

وَاغْفِرْلَنَا وَلَهٗ بِرَحْمَتِكَ يَآ اَرْحَمَ الرّٰحِمِيْنَ

**વગ્ફિર્ લના વ લહૂ બિરહ્મતિ-ક યા અર્હમર્રાહિમી-ન.**

અને હે સૌથી વધુ રહમ કરનાર ! અમને તથા એને તું પોતાની રહમતથી માફ કરી દે,

سُبْحَانَ رَبِّكَ رَبِّ الْعِزَّةِ عَمَّا يَصِفُونَ

સુબ્હા-ન રબ્બિ-ક રબ્બિલ્ ઇઝ્ઝતિ અમ્મા યસિફૂ-ન

આપનો રબ જે ઇઝ્ઝતવાળો છે, તે તમામ વાતોથી પાક છે, જેને આ (કાફિરો) વર્ણવે છે,

وَسَلَامٌ عَلَى الْمُرْسَلِينَ وَالْحَمْدُ لِلّٰهِ

વ સલામુન અલલ્ મુરસલી-ન વલ્ હમ્દુ લિલ્લાહિ-

અને સલામ થાય તમામ પયગમ્બરો પર અને તમામ તારીફો અલ્લાહ માટે છે,

رَبِّ الْعٰلَمِينَ

રબ્બિલ્ આલમી-ન.

જે તમામ જગતોનો પાલનહાર છે.

(ઇસાલે સવાબની દુઆ-૨)

(٢)

اَللّٰهُمَّ اَوْصِلْ ثَوَابَ مَا قَرَأْتُ مِنَ الْقُرْاٰنِ

અલ્લાહુમ્મ અવ્સિલ સવા-બ મા કરઅ્તુ મિનલ્ કુર્આનિ-

હે અલ્લાહ ! પહોંચાડી આપ તું એનો સવાબ જે કાંઈ હું કુર્આન

وَالصَّلٰوتِ وَالْكَلِمٰتِ الطَّيِّبَاتِ وَ

વસ્સ-લવાતિ વલ્ કલિમાતિત્તય્યિબાતિ વ-

અને દુરૂદ અને પવિત્ર કલિમાત પઢયો છું અને-

ثَوَابَ* مَا تَصَدَّقْتُ لَكَ مِنْ هٰذِهِ الْاَطْعِمَةِ

સવા-બ મા તસદ્દક્તુ લ-ક મિન્ હાઝિહિલ્ અત્‌ઇમ-તિ-

મેં તારા માટે આ ખાણા-પીણાનો જે કાંઈ સદકો કર્યો છે એનો સવાબ (પહોંચાડી દે)

وَالْاَشْرِبَةِ اِلٰى رُوْحِ قُدُسِ نَبِيِّكَ وَ

વલ્ અશ્‌રિબતિ ઇલા રૂહિ કુદ્દસી નબિય્યિ-ક વ-

તારા નબી અને તારા હબીબ (સલ.)ની પાક રૂહને-

حَبِيْبِكَ خَاتَمِ الْمُرْسَلِيْنَ شَفِيْعِ الْمُذْنِبِيْنَ

હબીબિ-ક ખાતમિલ્ મુર્‌સલી-ન શફીઇલ્ મુઝ્‌નબી-ન-

જે અંતિમ રસૂલ, ગુનેહગારોના સિફારિશી,-

صَاحِبِ التَّاجِ وَالْمِعْرَاجِ اَحْمَدَ نِ الْمُجْتَبٰى

સાહિબિત્તાજિ વલ્ મિઅ્‌રાજિ અહ્‌મ-દનિલ્ મુજ્તબા,-

તાજદાર અને મે'રાજવાળા, અહમદે મુજ્તબા,-

---

*ખાવા-પીવાની વસ્તુઓ ન હોય તો 'વ સવાબ'થી 'અશ્‌રિબહ' સુધીનું છોડી દેવું.

مُحَمَّدِنِ الْمُصْطَفٰى صَلَّى اللّٰهُ عَلَيْهِ وَاٰلِهٖ

મુહમ્મદનિલ્ 'મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી-

'મુહમ્મદે મુસ્તફા છે, અલ્લાહની રહમત હજો આપ (સલ.) પર અને આપની અવલાદ પર–

وَاَصْحَابِهٖ وَاَزْوَاجِهٖ وَاَهْلِ بَيْتِهٖ وَسَلَّمَ

વ અસ્હાબિહી વ અઝ્વાજિહી વ અહ્લિ બયતિહી વ સલ્લ–મ–

અને આપના સહાબા (રદિ.) પર અને આપની અઝવાજ–પત્નીઓ પર અને આપના કુટુંબીજનો પર અને સલામ હજો (એ તમામ પર.)

ثُمَّ اِلٰى رُوْحِ فُلَانٍ* ثُمَّ اِلٰى اَرْوَاحِ جَمِيْعِ

સુમ્મ ઇલા રૂહિ ફુલાનિન્* સુમ્મ ઇલા અર્વાહિ જમીઇલ્–

ત્યાર બાદ (સવાબ પહોંચાડ તું) ફલાણાની રૂહને, એ પછી તમામ–

*'ફુલાન' શબ્દની જગ્યાએ જેને સવાબ પહોંચાડવાનો હોય તેનું નામ લેવું.

الْاَنْبِيَآءِ وَالْمُرْسَلِيْنَ وَاِلٰى عِبَادِ اللّٰهِ

અમ્બિયાઇ વલ્ મુર્સલી-ન વ ઇલા ઇબાદિલ્લાહિ-

નબીઓ અને રસૂલોની રૂહોને અને અલ્લાહના નેક બંદાઓને,

الصَّالِحِيْنَ ثُمَّ اِلٰى اَرْوَاحِ جَمِيْعِ الْمُؤْمِنِيْنَ

સ્સાલિહી-ન સુમ્મ ઇલા અર્વાહિ જમીઇલ્ મુઅ્મિની-ન-

એ પછી તમામ મુઅમિનોની રૂહોને,-

بِرَحْمَتِكَ يَآ اَرْحَمَ الرّٰحِمِيْنَ ۝

બિરહ્મતિ-ક યા અર્હમર્રાહિમી-ન.

તારી રહમતથી હે સૌથી વધુ રહમ કરનાર!





## * રકા'તોની સંખ્યાનો નકશો *

| નમાઝ | | ફર્ઝ રકા'ત પહેલાં: સુન્નતે મુઅક્કદહ | ફર્ઝ રકા'ત પહેલાં: સુન્નતે ગેર મુઅક્કદહ | ફર્ઝ રકા'ત | ફર્ઝ રકા'ત પછી: સુન્નતે મુઅક્કદહ | ફર્ઝ રકા'ત પછી: સુન્નતે ગેર મુઅક્કદહ | ફર્ઝ રકા'ત પછી: વાજિબ | ફર્ઝ રકા'ત પછી: નફલ |
|---|---|---|---|---|---|---|---|---|
| ફજર | فجر | ૨ | * | ૨ | * | * | * | * |
| ઝોહર | ظهر | ૪ | * | ૪ | ૨ | * | * | ૨ |
| અસર | عصر | * | ૪ | ૪ | * | * | * | * |
| મગ-રિબ | مغرب | * | * | ૩ | ૨ | * | * | ૨ |
| ઈશા | عشاء | * | ૪ | ૪ | ૨ | * | ૩ વિત્ર | ૨+૨ |
| જુમ્આ | جمعة | ૪ | * | ૨ | ૪+૨ | * | * | ૨ |
| ઇદુલ ફિત્ર | عيد الفطر | * | * | * | * | * | ૨ | * |
| ઇદુલ અદહા | عيد الاضحى | * | * | * | * | * | ૨ | * |

નોટ-૧ : હદીષ શરીફમાં અમુક સુન્નતો પઢવાની ઘણી તાકીદ આવેલી છે. એને સુન્નતે મુઅક્કદહ કહે છે. આવી સુન્નતો રાત-દિવસમાં ૧૨ છે.

નોટ-૨ . જો સમય હોય તો મગરિબની સુન્નતો પછી ૬ રકા'ત નફલ પઢવી. હદીષ શરીફમાં એનો ઘણો સવાબ બયાન થયો છે.



## * نیت روزے کی *

(રોઝાની નિય્યત)

સુબ્હે સાદિક અર્થાત્ સેહરીના અંતિમ સમયથી પહેલાં પહેલાં દિલમાં આ ઈરાદો કરે કે, હું અલ્લાહ તઆલા વાસ્તે આવતી કાલે રોઝો રાખીશ.

નિય્યતના અરબી શબ્દો આ છે :

بِصَوْمِ غَدٍ نَوَيْتُ

બિસવ્મિ ગદન્ નવયતુ.

હું આવતી કાલે રોઝો રાખવાની નિય્યત કરું છું.

## * روزہ افطار کرنے کی دعاء *

(ઇફતારીની દુઆ)

اَللّٰهُمَّ لَكَ صُمْتُ وَبِكَ اٰمَنْتُ وَ عَلٰی

અલ્લાહુમ્મ લ-ક સુમ્તુ વ બિ-ક આમન્તુ વ અલા-

હે અલ્લાહ ! મેં ખાસ તારા વાસ્તે રોઝો રાખ્યો અને તારા પર ઈમાન લાવ્યો અને–

رِزْقِكَ اَفْطَرْتُ

રિઝ્કિક અફ્તરતુ.

તેં આપેલી રોઝીથી ઇફ્તાર કર્યો.

## * افطار کے بعد کی دعا *

(ઇફ્તાર પછી પઢવાની દુઆ)

ذَهَبَ الظَّمَأُ وَابْتَلَّتِ الْعُرُوْقُ وَثَبَتَ الْاَجْرُ

ઝ–હબઝ્ઝ–મઉ વબ્તલ્લતિલ્ ઉરૂકુ વષ–બતલ્ અજ્રુ–

તરસ છીપાઈ ગઈ અને નસો તર થઈ ગઈ અને અજર સાબિત થઈ ગયો–

اِنْشَآءَ اللّٰهُ

ઈન્શાઅલ્લાહ

અલ્લાહ ચાહશે તો.

## * عید کی نماز کی نیّت *

(ઈદની નમાઝની નિય્યત)

હું ઈદુલ્ ફિત્ર અથવા ઈદુલ્ અઝ્હાની બે રકા'તો વાજિબ, છ (૬) વધારાની તકબીરો સાથે, અલ્લાહના વાસ્તે, આ ઈમામની પાછળ પઢું છું.

## * યાદ રાખવાની વાત *

દુઆ તે છે, જે દિલથી હોય. દુઆમાં શબ્દોની પાબંદી જરૂરી નથી; બલકે દિલની લગન અને દિલની નમ્રતા જરૂરી છે.

ઈસાલે સવાબની દુઆઓના જે શબ્દો યાદ હોય અને એમાં દિલ લાગે તો એને પઢે. નહિતર એના મતલબને લગનપૂર્વક પોતાની ભાષામાં અદા કરે.

## * અકીકહ *

બાળક પેદા થવાના સાતમા દિવસે અકીકહ કરવો અફ્ઝલ છે. સંજોગોવશાત્ સાતમા દિવસે અકીકહ ન કરી શકે તો ચૌદ યા એકવીસ અને એ જ પ્રમાણે જ્યારે પણ કરે તો પેદાઈશના આગલા વારે કરવો જોઇએ.

છોકરાના અકીકહ માટે બે બકરા યા બે ઘેટાં ઝબહ કરવા અને છોકરીના અકીકહ માટે એક બકરો યા એક ઘેટો ઝબહ કરવો.

અકીકહના જાનવરનું બદન કુર્બાનીના જાનવર જેવું તંદુરસ્ત અને તાજું હોવું જોઇએ.

બાળકના માથાનાં વાળ મૂંડાવીને એ વાળોના વજન બરાબર શક્તિ મુજબ ચાંદી અથવા સોનું તોલીને ફકીરો, મોહતાજોને સદકો કરવું.

અકીકહના જાનવરની એક રાન (જાંગ) બાળકની દાયણને આપવી. બાકીનો ગોશ્ત સગાં–સ્નેહીઓ, દોસ્તો, પાડોશીઓ અને ફકીરોને વહેંચવો અથવા પકાવીને એમની મહેમાની કરવી.

# نیت عقیقہ کی

## (અકીકહની નિચ્યત)

اَللّٰهُمَّ هٰذِهٖ عَقِيْقَةُ ابْنِيْ* فُلَانٍ دَمُهَا

**અલ્લાહુમ્મ હાઝિહી અકીકતુબ્નની ફુલાનિન્ દમુહા–**

હે અલ્લાહ ! મારા આ ફલાણા* પુત્રનો અકીકો છે આ જાનવરનું લોહી.

*છોકરીનો અકીકો હોય તો اِبْنِيْ ની જગ્યાએ بِنْتِيْ કહેવું.

અને ૪ ની જગ્યાએ هَا કહેવુ فُلَانٍ શબ્દની જગ્યાએ છોકરા કે છોકરીનું નામ લેવું.

નોટ : બાપ સિવાય બીજો કોઈ ઝબહ કરે તો عَقِيْقَةُ શબ્દ પછી એ છોકરા કે છોકરીનું નામ લેવું અને اِبْنِيْ યા بِنْتِيْ ની જગ્યાએ اِبْنِ યા بِنْتِ કહેવુ અને اِبْنِ યા بِنْتِ શબ્દ પછી છોકરા કે છોકરીના બાપનું નામ લેવું. દા.ત.–

اَللّٰهُمَّ هٰذِهٖ عَقِيْقَةُ اِسْمَاعِيْلَ ابْنِ اِبْرَاهِيْمَ

છેલ્લી લીટીમાં فِدَاءً لِّابْنِيْ ની જગ્યાએ

فِدَاءً لِّاِسْمَاعِيْلَ ابْنِ اِبْرَاهِيْمَ કહેવું.

بِدَمِهٖ وَلَحْمُهَا بِلَحْمِهٖ وَعَظْمُهَا بِعَظْمِهٖ

**બિદમિહી વ લહ્મુહા બિલહ્મિહી વ અઝ્મુહા**

એ પુત્રના લોહીના બદલામાં અને એનો ગોશ્ત એના ગોશ્તના

**બિઅઝ્મિહી**

બદલામાં અને એના હાડકાં એના હાડકાંના બદલામાં,

وَجِلْدُهَا بِجِلْدِهٖ وَشَعْرُهَا بِشَعْرِهٖ وَجُزْئُهَا

**વ જિલ્દુહા બિજિલ્દહી વ શઅ્રુહા બિશઅરિહી**

**વ જુઝ્ઉહા–**

અને એનું ચામડું એના ચામડાના બદલામાં અને એના વાળ એના વાળનાં બદલામાં અને એનો હરેક ભાગ–

بِجُزْئِهٖ وَكُلُّهَا بِكُلِّهٖ اَللّٰهُمَّ اجْعَلْهَا

**બિજુઝ્ઈહી વ કુલ્લુહા બિકુલ્લિહી, અલ્લાહુમ્મજ્અલ્હા**

એના હરેક ભાગના બદલામાં અને કુલ એના કુલના બદલામાં

હે અલ્લાહ ! તું આ અકીકહને–

فِدَاءً لِّابْنِيْ مِنَ النَّارِ

**ફિદાઅન્ લિઇબ્નિ મિનન્નારિ.**

મારા પુત્ર માટે જહન્નમથી ફિદયો બનાવી દે.

اسکے بعد بسم اللہ اللہ اکبر کہہ کر ذبح کرے

આ પછી 'બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર' કહીને ઝબહ કરે.

# ★ સલાતુત્તસ્બીહ ★

صلوٰۃ التسبیح میں پڑھے -

(સલાતુત્તસ્બીહમાં પઢવાની દુઆ)

سُبْحَانَ اللّٰہِ وَالْحَمْدُ لِلّٰہِ وَلَآ اِلٰہَ اِلَّا اللّٰہُ

સુબ્હાનલ્લાહિ વલ્હમ્દુ લિલ્લાહિ વલા ઇલા-હ ઇલ્લલ્લાહુ

અલ્લાહ તઆલાની ઝાત પાક છે અને સઘળા વખાણો અલ્લાહ માટે જ છે અને અલ્લાહ સિવાય કોઈ મા'બૂદ નથી,

وَاللّٰہُ اَکْبَرُ

વલ્લાહુ અકબર.

અને અલ્લાહ ઘણો મોટો છે.

ઉપરોક્ત તસ્બીહની ફઝીલત વિવિધ હદીસોમાં નીચે પ્રમાણે આવેલી છે :

(૧) આ ચાર કલિમાત (બોલ) અલ્લાહ તઆલાને સૌથી વધુ પ્યારા છે.

(૨) આ ચારેવ કલિમાતને જે માણુસ પઢતો રહેશે, તેના માટે આ કલિમાતના પ્રત્યેક અક્ષરના બદલામાં દસ નેકીઓ લખાય જશે.

(૩) હુઝૂર રસૂલે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું; આ ચાર કલિમાતનું પઢવું, દરેક તે વસ્તુથી મને વધુ પસંદ છે, જેના પર સૂરજ ઊગે છે. (એટલે કે, દુનિયા અને દુનિયામાંની બધી જ વસ્તુઓથી મહબૂબ છે.)

(૪) કુર્આન મજીદ પછી આ સૌથી અફઝલ કલામ છે અને હકીકતમાં તો આ કુર્આનના જ કલિમાત છે.

(૫) જન્નતની માટી ઘણી જ ઉમદા છે અને પાણી ઘણું જ મીઠું. જન્નત એક ખાલી મેદાન છે અને એના છોડવા આ ચાર કલિમાત જ હોય છે. (જે માણુસ જેટલા વધુ પ્રમાણુમાં એને પઢતો રહે છે, એટલા જ પ્રમાણુમાં એની જન્નત હરિયાળી અને લીલીછમ રહે છે.)

(૬) એના પ્રત્યેક કલિમહના બદલામાં તમારા માટે એક છોડ રોપી દેવામાં આવે છે.

(૭) જહન્નમથી બચવા માટે ઢાલ સંભાળી લો. એટલે કે આ ચારેવ કલિમાતને પઢતા રહો. કારણુ કે આ કલિમાત (પોતાના પઢનારની) ડાબી અને જમણી બાજુથી, આગળ અને પાછળથી (દરેક બાજુએથી બચાવવા માટે) આવશે અને આ જ બાકી રહેનાર નેકીઓ છે.

(૮) દરેક તસ્બીહ (સુબ્હાનલ્લાહ) સદકો (સવાબકારક) છે દરેક તહમીદ (અલ્હમ્દુ લિલ્લાહ) સદકો છે, દરેક તહલીલ (લા ઈલા—હ ઈલ્લલ્લાહ) સદકો છે અને દરેક તકબીર (અલ્લાહુ અકબર) સદકો છે.

(૯) બેશક, અલ્લાહ તઆલાએ પોતાના કલામ (કુર્આનમાંથી) આ ચાર કલિમા પસંદ ફરમાવ્યા છે.

(૧૦) એક વખતે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : શું તમારામાંથી દરેક માણુસ દરરોજ ઉહદ પહાડ બરાબર અમલ કરવાથી લાચાર અને મજબૂર છે? સહાબએ કિરામ (રદિ.)એ અરજ ગુઝારી; યા રસૂલલ્લાહ!

(સલ.) એટલો અમલ તો વળી કોણ કરી શકે છે ! આપ (સલ.)એ ફરમાવ્યું; સુબ્હાનલ્લાહ ઉહદથી ઘણો મોટો છે. લા ઈલા–હ ઈલ્લલ્લાહ પણ ઉહદથી ઘણો મોટો છે. વલ્હમ્દુલિલ્લાહ ઉહદથી ઘણો મોટો છે. એ જ પ્રમાણે વલ્લાહુ અકબર પણ ઉહદથી ઘણો મોટો છે.

(૧૧) સો (૧૦૦) વાર સુબ્હાનલ્લાહ પઢવું હઝરત ઈસ્માઈલ (અલૈ.)ની અવલાદમાંથી સો ગુલામ આઝાદ કરવા બરાબર છે. સો વખત અલ્હમ્દુલિલ્લાહ પઢવું સો જીન (પલાણ) કસેલા અને લગામ પહેરાવેલા ઘોડાઓ બરાબર છે, જેમના પર જિહાદ માટે (ગાઝીઓને) સવાર કરવામાં આવે. સો વાર અલ્લાહુ અકબર પઢવું ખુદાને ત્યાં એવા સો મકબૂલ ઊંટોના (સવાબ) બરાબર છે, જેમની ગરદનોમાં કુર્બાનીના હાર પડેલા હોય (ને જેમને મક્કામાં ઝબહ કરવામાં આવે) અને લા ઈલા–હ ઈલ્લલ્લાહ તો જમીન અને આસમાન વચ્ચેની ફિઝા (અવકાશ)ને ભરી આપે છે.

મજકૂર ચાર કલિમા જ સલાતુત્તસ્બીહમાં (૩૦૦ વાર) પઢવામાં આવે છે.

હુઝૂર રસૂલુલ્લાહ (સલ.)એ પોતાના કાકા હઝરત અબ્બાસ (રઝિ.) સમક્ષ સલાતુત્તસ્બીહનો સવાબ અને તરીકો આ પ્રમાણે બયાન ફરમાવ્યો :

હે માનવંત કાકા ! શું હું આપને એવો અમલ ન બતાવી દઉં કે જેને કરવાથી અલ્લાહ તઆલા આપના આગલા–

પાછલા, જુના-નવા, નાના-મોટા, ઈરાદાપૂર્વક કે ભૂલથી, છાની રીતે કે જાહેરી રીતે કરેલા બધા જ ગુનાહો માફ ફરમાવી દે ?

આપ ચાર રકા'ત નમાઝ પઢો, આ પ્રમાણે કે, દરેક રકા'તમાં સૂરએ ફાતિહા અને બીજી કોઈ સૂરહ પઢી ઊભા ઊભા આ તસ્બીહ (કલિમાત) પંદર વાર પઢો. પછી રુકૂઅમાં જાવ તો (રુકૂઅની તસ્બીહ પછી) દસવાર રુકૂઅની હાલતમાં આ જ કલિમાત પઢો. રુકૂઅથી ઊભા થઈને (ઊભા ઊભા) દસવાર આ જ કલિમાત પઢો. પછી સિજદામાં જઈને (સિજદાની તસ્બીહ પછી) દસ વાર આ જ કલિમાત પઢો. પછી સિજદાથી માથું ઉઠાવીને (અલ્લાહુ અકબર કહ્યા પછી બેઠા બેઠા) દસવાર આ જ કલિમાત પઢો. પછી બીજા સિજદામાં જઈને (તસ્બીહ પછી) દસવાર આ જ કલિમાત પઢો. પછી સિજદાથી માથું ઉઠાવીને (અલ્લાહુ અકબર કહ્યા પછી) ઊભા થતાં પહેલાં (બેઠા બેઠા) દસવાર આ જ કલિમાત પઢો. દરેક રકા'તમાં કુલ ૭૫ વાર થશે અને ચાર રકા'તમાં (કુલ ૩૦૦ વાર) પઢજો. શક્ય હોય તો સલાતુત્તસ્બીહ દરરોજ એકવાર પઢજો. જો અશક્ય હોય તો અઠવાડિયામાં એકવાર પઢજો. અઠવાડિયામાં પણ પઢી ન શકાય તો દર મહિનામાં એકવાર અને એ પણ શકય ન હોય તો દરેક વર્ષમાં એકવાર પઢજો. દરેક વર્ષમાં એકવાર પઢી ન શકાય તો આખા જીવનમાં એકવાર તો અવશ્ય જ પઢજો.

(હિસ્ને હસીન)

# ✻ નમાઝના સમયનો નકશો ✻

| નમાઝ | સમયનો આરંભ | સમયનો અંત | મુસ્તહબ સમય |
|---|---|---|---|
| ફજર | સુબ્હે સાદિક પછી | સૂર્યોદય | જ્યારે રોશની થઇ જાય |
| ઝોહર | સૂરજ નમ્યા પછી | અસલી પડછાયા સિવાય ડબલ પડછાયો થતાં સુધી | ઉનાળામાં મોડું કરવું અને શિયાળામાં જલ્દી |
| અસર | અસલી પડછાયા સિવાય ડબલ પડછાયો થયા પછી | સૂર્યાસ્ત સુધી | જ્યાં સુધી સૂરજ પીળો ન પડે |
| મગરિબ | સૂર્યાસ્ત પછી | સફેદ રોશની ડૂબતાં સુધી | સૂરજ ગુરૂબ થતાં જ પઢવી. વાદળ હોય તો કંઇક થોભવું. |
| ઇશા | સફેદ રોશની ડૂબ્યા પછી | સુબ્હે સાદિક સુધી | એક તૃતિયાંશ રાત સુધી |
| જુમ્આ | બિલકુલ ઝોહરના સમય અનુસાર | અસલી પડછાયા સિવાય ડબલ પડછાયો થતાં સુધી | ✻ |
| ઈદ | સૂર્યોદય પછી | બપોર સુધી | જલ્દી કરવું. |

# ★ ઝરૂરિયાતે વુઝૂ ★

## ❋ વુઝૂનાં ફર્ઝ ❋

(૧) પેશાનીના વાળોથી હડપચીના નીચે સુધી અને એક કાનની ટીસીથી બીજા કાનની ટીસી સુધી એક વાર આખું મોઢું ધોવું.
(૨) એક એક વાર બંને હાથોને કોણીઓ સહિત ધોવા.
(૩) એક વાર માથાના ચોથા ભાગનો મસહ કરવો.
(૪) એક એક વાર બેઉ પગોને ઘૂંટીઓ સહિત ધોવા.

જો આમાંથી એક ચીજ પણ છૂટી જશે અથવા વાળ બરાબર કોઈ જગ્યા સૂકી રહી જશે તો વુઝૂ થશે નહિં.

## ❋ વુઝૂની સુન્નતો ❋

(૧) નિય્યત કરવી.
(૨) બિસ્મિલ્લાહ પઢવી.
(૩) પ્રથમ ત્રણવાર બન્ને હાથ કાંડા સુધી ધોવા.
(૪) દાતણ કરવું.
(૫) ત્રણવાર કોગળા કરવા.
(૬) ત્રણવાર નાકમાં પાણી નાખવું.
(૭) ભરાવદાર દાઢીનો ખિલાલ કરવો.
(૮) હાથ-પગની આંગળીઓનો ખિલાલ કરવો.
(૯) દરેક અવયવને ત્રણવાર ધોવો.
(૧૦) એકવાર આખા માથાનો મસહ કરવો.
(૧૧) બેઉ કાનોનો મસહ કરવો.

(૧૨) ક્રમવાર–તરતીબથી વુઝૂ કરવું.
(૧૩) લગાતાર વુઝૂ કરવું. એટલે કે એક અવયવ સૂકાવા ન પામે કે બીજો અવયવ ધોઈ લેવો.

## * વુઝૂનાં મુસ્તહબ્બાત *

(૧) જમણી બાજુથી શરૂ કરવું.
(૨) ગરદનનો મસહ કરવો.
(૩) પોતે જ વુઝૂ કરવું. કોઈની મદદ લેવી નહિ.
(૪) કિબ્લા તરફ મુખ કરીને બેસવું.
(૫) પાક ઊંચા સ્થળે બેસીને વુઝૂ કરવું.

## * વુઝૂનાં મકરૂહાત *

(૧) નાપાક જગ્યાએ વુઝૂ કરવું.
(૨) જમણા હાથથી નાક સાફ કરવું.
(૩) વુઝૂ કરતી વેળા દુનિયાની વાતો કરવી.
(૪) સુન્નત વિરુદ્ધ વુઝૂ કરવું.

## * વુઝૂને તોડનારી ચીજો *

(૧) પેશાબ–પાખાનું કરવું અથવા આ બન્ને માર્ગેથી અન્ય કોઇ ચીજનું નીકળવું.
(૨) પાછળથી હવા નીકળવી.
(૩) શરીરના કોઇ ભાગથી લોહી યા પરૂનું નીકળીને વહી જવું.
(૪) મોઢું ભરાય જાય એટલી ઊલટી કરવી અથવા થવી.
(૫) ચત્તાપાટ યા ટેક લગાવીને સૂઇ જવું.

(૬) બીમારી અથવા અન્ય કોઈ કારણસર બેભાન થઇ જવું.
(૭) ગાંડા થઇ જવું.
(૮) રુકૂઅ-સિજદાવાળી નમાઝમાં જોરથી હસવું-અટ્ટહાસ્ય કરવું.



# ☆ ઝરૂરિયાતે ગુસલ ☆

## * ગુસલનાં ફર્ઝ *

(૧) કોગળો કરવો.
(૨) નાકમાં પાણી નાખવું.
(૩) આખા બદન પર એવી રીતે પાણી વહાવવું કે કોઈ વાળની જડ પણ સૂકી ન રહી જાય.

## * ગુસલની સુન્નતો *

(૧) બંને હાથ કાંડા સુધી ધોવા.
(૨) ઇસ્તિન્જો કરવો અને બદન પર નાપાકી લાગેલી હોય તો તેને ધોવી.
(૩) ગુસલની નિય્યત કરવી.
(૪) પ્રથમ વુઝૂ કરી લેવું.
(૫) આખા શરીર પર ત્રણવાર પાણી વહાવવું.

# ★ નમાઝની ઝરૂરિયાત ★

## * નમાઝનાં ફર્ઝ *

(૧) તકબીરે તહરીમા કહેવી. (૨) કિયામ–ઊભા થવું. (૩) કિરા'ત અર્થાત્ કુર્આન મજીદ પઢવું. (૪) રુકૂઅ કરવો. (૫) બંને સિજદા કરવા. (૬) કઅદએ અખીરહ અર્થાત્ નમાઝના અંતે "અત્તહિય્યાત" પઢાય એટલી વાર બેસવું. (તકબીરે તહરીમા શર્ત છે,–રુક્ન નથી.)

## * નમાઝનાં વાજિબાત *

(૧) ફર્ઝની પહેલી બે રકા'તોને કિરા'ત માટે નક્કી કરવી. (૨) ફર્ઝ નમાઝોની ત્રીજી અને ચોથી રકા'ત સિવાય તમામ નમાઝોની દરેક રકા'તોમાં સૂરએ ફાતિહા પઢવી. (૩) ફર્ઝ નમાઝોની પ્રથમ બે રકા'તોમાં અને વાજિબ, સુન્નત અને નફલની તમામ રકા'તોમાં સૂરએ ફાતિહા પછી કોઈ સૂરહ અથવા મોટી એક આયત અથવા નાની ત્રણ આયતો પઢવી. (૪) સૂરએ ફાતિહાને સૂરહથી પહેલાં પઢવી. (૫) કિરા'ત અને રુકૂઅમાં તથા સિજદાઓ અને રકા'તોમાં તરતીબ (ક્રમ) જાળવવી. (૬) કવમહ કરવો અર્થાત્ રુકૂઅથી ઉઠીને સીધા ઊભા થવું. (૭) જલસહ અર્થાત્ બેઉ સિજદાઓ વચ્ચે સીધા બેસી જવું. (૮) રુકૂઅ–સિજદહ વગેરેને સંતોષપૂર્વક સારી રીતે અદા કરવા. (૯) કઅદએ ઊલા અર્થાત્ ત્રણ અને ચાર રકા'તવાળી નમાઝમાં બે રકા'તો પછી તશહ્હુદ પઢી શકાય એટલો સમય બેસવું. (૧૦) બંને કા'દાઓમાં તશહ્હુદ પઢવું. (૧૧) ઈમામે ફજર, મગરિબ અને ઈશા, જુમ્આ

બેઉ ઇદો, તરાવીહ અને રમઝાન શરીફના વિત્રમાં અવાજથી કિરા'ત કરવી અને ઝોહર, અસર વિગેરે નમાઝોમાં ધીમેથી કિરા'ત કરવી. (૧૨) "સલામ"ના શબ્દો સાથે નમાઝથી અલગ થવું. (૧૩) વિત્રની નમાઝમાં કુનૂત માટે તકબીર કહેવી અને દુઆએ કુનૂત પઢવું. (૧૪) બંને ઇદોની નમાઝોમાં વધારાની તકબીરો કહેવી.

## * નમાઝની સુન્નતો *

(૧) તકબીરે તહરીમા કહેવા પહેલાં બંને હાથ કાનો સુધી ઉઠાવવા. (૨) બંને હાથની આંગળીઓ પોતાની હાલત પર ખુલ્લી અને કિબ્લારુખ રાખવી. (૩) તકબીર કહેતી વેળા માથું ઝુકાવવું નહિ. (૪) ઈમામે તકબીરે તહરીમા અને એક રુકનથી બીજા રુકનમાં જવાની બધી જ તકબીરો જરૂરત મુજબ બલંદ અવાઝથી કહેવી. (૫) જમણા હાથને ડાબા હાથ પર ફૂંટી નીચે બાંધવો. (૬) ષના પઢવી. (૭) અઊઝુબિલ્લાહ પઢવું. (૮) બિસ્મિલ્લાહ પઢવી. (૯) ફર્ઝ નમાઝની ત્રીજી અને ચોથી રકા'તમાં માત્ર સૂરએ ફાતિહા પઢવી. (૧૦) આમીન કહેવી. (૧૧) ષના, અઊઝુ અને બિસ્મિલ્લાહને ધીમેથી પઢવાં. (૧૨) સુન્નત અનુસાર-સુન્નત જેટલું પઢવું. (૧૩) રુકૂઅ અને સિજદામાં ત્રણ ત્રણવાર તસ્બીહ પઢવી. (૧૪) રુકૂઅમાં માથા અને પીઠને બરાબર એક સરખા-સીધા રાખવા અને બેઉ હાથોની ખુલ્લી આંગળીઓથી ઘૂંટણો પકડવા અને કોણીઓ તથા પિંડલીઓને સીધી રાખવી. (૧૫) કવૂમામાં ઈમામે "સમિઅલ્લાહુ લિમન્ હમિદહ" અને મુક્તદીએ "રબ્બના લકલ હમ્દ" કહેવું. એકલા નમાઝ પઢનારે તસ્મીઅ્ અને તહમીદ બંને કહેવું. (૧૬) સિજદામાં જતી વેળા પ્રથમ બંને ઘૂંટણો,

પછી બંને હાથ, પછી પેશાની મૂકવી. (૧૭) જલસા અને કાથદામાં ડાબો પગ બિછાવીને એના પર બેસવું અને જમણા પગને એવી રીતે ઊભો રાખવો કે એની આંગળીઓની કિનારીઓ કિબ્લા તરફ રહે અને બંને હાથ જાંઘો પર મૂકવા. (૧૮) તશહ્હુદમાં અશ્હદુ અંલ્લા ઇલા–હ પર આંગળીનો ઇશારો કરવો. (૧૯) છેલ્લા કા'દામાં તશહ્હુદ પછી દુરૂદ શરીફ પઢવું. (૨૦) દુરૂદ શરીફ પછી દુઆ પઢવી. (૨૧) પ્રથમ જમણી તરફ અને પછી ડાબી તરફ સલામ ફેરવવી.

## * નમાઝનાં મુસ્તહબ્બાત *

(૧) તકબીરે તહરીમા કહેતી વેળા બાંયોમાંથી બંને હથેળીઓ કાઢી લેવી. (૨) રુકૂઅ–સિજદામાં એકલા નમાઝ પઢનારે ત્રણથી વધુ વાર તસ્બીહ પઢવી. (૩) કિયામની હાલતમાં સિજદાની જગ્યાએ અને રુકૂઅમાં કદમોની પાટલી પર અને જલસા તથા કા'દામાં પોતાના ખોળા (ગોદ) પર અને સલામ ફેરવતી વેળા પોતાના ખભાઓ પર નજર રાખવી. (૪) ખાંસીને યથાશક્તિ રોકવી. (૫) બગાસું આવે તો મોઢું બંધ રાખવું અને જો ખુલી જાય તો કિયામની હાલતમાં જમણા હાથ અને બીજી બધી હાલતોમાં ડાબા હાથની પીઠ વડે મોઢું છુપાવી લેવું.

# ☆ નમાઝની રીત ☆

નમાઝનો સમય થાય તો સૌ પ્રથમ બદનને પાકસાફ કરવું. ગુસલની જરૂર હોય તો ગુસલ કરવું. નહિતર સારી રીતે વુઝૂ કરવું. પાણી ફરાહમ (ઉપલબ્ધ) ન હોય તો તયમ્મુમ કરવું. એ પછી અઝાન આપવી. (અઝાન માટે જુઓ પેજ–૧૨) અઝાન પછી ઇકામત કહેવી. જે નમાઝ પઢવાની હોય તેની

દિલથી નિય્યત કરવી. નફલ નમાઝમાં નિય્યત કરતાં પહેલાં આ દુઆ પઢવી બેહતર છે :

إِنِّي وَجَّهْتُ وَجْهِيَ لِلَّذِي فَطَرَ السَّمٰوٰتِ
وَالْأَرْضَ حَنِيفًا وَّمَا أَنَا مِنَ الْمُشْرِكِينَ

ઇન્ની વજ્જહ્તુ વજહિ–ય લિલ્લઝી ફ–તરસ્સમાવાતિ–વલ્અર્દ હનીફં વ્ વમા અ–ન મિનલ્ મુશ્રિકી–ન

અર્થ : જેણે આકાશો અને જમીન બનાવી, તેની જ તરફ સૌથી અલગ થઈ મેં પોતાનું મુખ કરી લીધું છે અને હું શિર્ક કરવાવાળાઓમાંથી નથી.

ત્યાર બાદ અલ્લાહુ અકબર કહી બંને હાથ કાનની ટીસીઓ સુધી ઉઠાવી ડાબા હાથની પીઠ પર જમણા હાથની હથેળી મૂકીને ડૂંટીની નીચે બાંધી લેવાં. સ્ત્રીએ બંને હાથ ખભાઓ સુધી ઉઠાવી છાતી પર બાંધી લેવા. ત્યાર બાદ થના (જુઓ પેજ–૧૭) પઢવી. પછી અઊઝુ–બિસ્મિલ્લાહ પઢીને સૂરએ ફાતિહા (જુઓ પેજ–૧૮) પઢી આમીન કહેવી. એ પછી કોઈ સૂરહ યા મોટી એક આયત યા નાની ત્રણ આયતો પઢવી અને અલ્લાહુ અકબર કહીને રુકૂઅમાં જવું. રુકૂઅમાં સુબ્હા–ન રબ્બિયલ અઝીમ ત્રણ વાર કહેવું અને સમિઅલ્લાહુ લિમન્ હમિદહ કહીને રુકૂઅથી માથું ઉઠાવવું અને રબ્બના લકલ્ હમ્દ કહેવું. ત્યાર બાદ અલ્લાહુ અકબર કહેતાં સિજદામાં જવું. સિજદામાં સુબ્હા–ન રબ્બિયલ્ આ'લા ત્રણ વાર પઢવું. પછી અલ્લાહુ અકબર કહીને સિજદાથી ઉઠી સીધા બેસી જવું. એ પછી અલ્લાહુ અકબર કહીને બીજો સિજદો કરવો અને સિજદામાં સુબ્હા–ન રબ્બિયલ આ'લા ત્રણ વાર પઢવું. પછી અલ્લાહુ અકબર કહીને સિજદાથી ઊભા થવું અને બીજી રકા'ત

ષના અને અઊઝુ વગર ફક્ત બિસ્મિલ્લાહથી અલહમ્દુ અને સૂરહ પઢીને પહેલી રકા'ત માફક અદા કરવી. જો નમાઝ બે રકા'તવાળી હોય તો કા'દામાં બેસીને અત્તહિય્યાત (જુઓ પેજ–૨૧) અને દુરૂદે ઈબ્રાહીમ (જુઓ પેજ–૨૩) અને દુઆ (પેજ–૨૪) પઢીને "અસ્સલામુ અલયકુમ વ રહમતુલ્લાહ" કહી, જમણી અને ડાબી તરફ સલામ ફેરવી દઈને નમાઝ પૂરી કરવી.

જો ચાર રકા'તવાળી નમાઝ હોય તો (પ્રથમ) કા'દામાં અત્તહિય્યાત પઢીને અલ્લાહુ અકબર કહેતાં ઊભા થઈ જવું અને ત્રીજી–ચોથી રકા'ત અદા કરવી, પછી બીજા કા'દામાં બેસીને અત્તહિય્યાત, દુરૂદે ઈબ્રાહીમ અને દુઆએ મા'સૂરહ પઢવી. ત્યાર બાદ બન્ને તરફ સલામ ફેરવીને નમાઝ પૂરી કરવી.

ત્રણ અને ચાર રકા'તવાળી ફર્ઝ નમાઝોમાં પ્રથમ બે જ રકા'તોમાં કિરા'ત વાજિબ છે. પાછલી બે રકા'તોમાં કિરા'ત વાજિબ નથી. હા, ફક્ત સૂરએ ફાતિહા પઢવી જોઈએ. અલબત્ત, સુન્નત અને નફલ નમાઝોની દરેક રકા'તમાં કિરા'ત વાજિબ છે.

## ★ ઈદની નમાઝ ★

આજકાલ ઈદની નમાઝ ઈદગાહમાં અદા કરવાની એક ખાસ સુન્નતને મુસલમાનોએ વિદાય આપી દીધી છે. વધુ પડતા શહેરો અને ગામડાઓમાં ઈદની નમાઝ ઈદગાહમાં ન પઢતાં મસ્જિદોમાં પઢવામાં આવે છે હાલાંકે ઈદગાહમાં નમાઝ પઢવાની ઘણી જ ફઝીલત છે. હુઝૂર (સલ.) તેમ જ સર્વે સહાબા (રદિ.) બન્ને ઈદોની નમાઝ માટે પગપાળા

જતા હતા. મસ્જિદે નબવીમાં એક નમાઝનો સવાબ પચાસ હજાર નમાઝોના સવાબ બરાબર હોવા છતાં ઇદની નમાઝ મસ્જિદમાં ન પઢતાં ઈદગાહમાં જઈ પઢવી સાફ રીતે સાબિત કરે છે કે, ઈદની નમાઝ ઈદગાહમાં પઢવી વિશેષ સવાબનું કારણ છે.

ઈદની નમાઝ માટે ઘરેથી નીકળવું વાજિબ અને ઇદગાહમાં પહોંચવું સુન્નતે મુઅક્કદહ છે. નબીએ કરીમ (સલ.) મસ્જિદે નબવીમાં નમાઝ પઢવાની મહાન ફઝીલત હોવા છતાં બન્ને ઈદોની નમાઝ ઈબાદતની નિય્યતથી હંમેશા ઈદગાહમાં પઢતાં રહ્યા. માત્ર એક જ વખત વરસાદને કારણે આપે (સલ.) મસ્જિદમાં ઇદની નમાઝ અદા કરી. "ઝાદુલ્મઆદ" નામની કિતાબમાં છે : કા-ન (રસૂલુલ્લાહ) સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ યુસલ્લીલ્ ઈદયાન ફીલ્મુસલ્લા-

અર્થાત્ : નબીએ કરીમ (સલ.) બન્ને ઇદોની નમાઝ ઈદ-ગાહમાં અદા કરતા રહ્યા.

"કિતાબે મદખલ"માં છે કે, ઈદની નમાઝમાં પસંદનીય સુન્નત એ છે કે નમાઝ ઈદગાહમાં અદા કરવામાં આવે. (ભાગ-૨, પેજ-૨૪૫) શામીમાં છે કે, વિના કારણે આ સુન્નત તોડનાર મલામત પાત્ર છે અને હંમેશાની આદત બનાવી લેનાર ગુનેહગાર છે.

## ❋ ઈદના જરૂરી મસાઈલ ❋

(૧) ઇદના દિવસે સ્વચ્છ અને સારા કપડાં પહેરી વહેલા ઈદગાહમાં જવું સુન્નત છે.

(૨) બકરઇદમાં રસ્તામાં બલંદ અવાઝે અને રમઝાન ઇદમાં નીચા અવાઝે 'તકબીરે તશરીક' પઢતાં પઢતાં જવું સુન્નત છે;

(تکبیر تشریق) اَللّٰهُ اَكْبَرُ اَللّٰهُ اَكْبَرُ لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ
وَاللّٰهُ اَكْبَرُ اَللّٰهُ اَكْبَرُ وَلِلّٰهِ الْحَمْدُ

અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર; લા ઇલા-હ
ઇલ્લલ્લાહુ વલ્લાહુ અકબર; અલ્લાહુ અકબર
વલિલ્લાહિલ્હમ્દુ

અર્થ : અલ્લાહ ઘણો મોટો છે, અલ્લાહ ઘણો મોટો છે, અલ્લાહ સિવાય કોઇ મા'બૂદ નથી અને અલ્લાહ ઘણો મોટો છે, અલ્લાહ ઘણો મોટો છે અને અલ્લાહ માટે જ બધા વખાણો છે.

(૩) ઝિલ્હજ્જની નવમી તારીખથી તેરમી તારીખની અસરની નમાઝ સુધી દરેક ફર્ઝ નમાઝ પછી એકવાર તકબીરે તશરીક પઢવી વાજિબ છે.

(૪) ઇદુલ ફિત્રમાં સદકએ ફિત્રની અદાયગી મુસ્તહબ છે.

(૫) ઈદુલ અદ્હામાં સદકએ ફિત્ર નથી; અલબત્ત નમાઝ પછી માલદારો પર કુર્બાની વાજિબ છે.

(૬) બન્ને ઇદોમાં વધારાની (૬) તકબીરો કહેવી વાજિબ છે.

(૭) ઇદૈનના બન્ને ખુત્બાઓને સાંભળવા વાજિબ છે.

(૮) કોઇ મીઠી વસ્તુ ખાયને ઇદુલ ફિત્રની નમાઝ પઢવા જવું સુન્નત છે.

(૯) ઇદુલ અદ્હાની નમાઝ બાદ આવીને સૌ પ્રથમ પોતાની કુર્બાનીનો ગોશ્ત ખાવો સુન્નત છે.

(૧૦) ઈદગાહમાં એક રસ્તેથી જવું અને બીજા રસ્તેથી પાછા ફરવું.

(૧૧) ઈદની નમાઝ પહેલાં ઈદગાહ, મસ્જિદ કે ઘરમાં નફલ નમાઝ પઢવી મકરૂહ છે. ઇદની નમાઝ પછી ફક્ત ઇદગાહમાં નફલ નમાઝ પઢવી મકરૂહ છે. ઈદની નમાઝ પછી ઘરમાં નફલ નમાઝ પઢી શકાય છે. (શામી, ભા. ૧, પેજ–૭૭૮)

(૧૨) ઈદની નમાઝના ખુત્બા વખતે સફો સીધી રાખી પોત–પોતાની જગ્યાએ બેસી રહેવું બેહતર છે. સહાબા (રદિ.) પોતાની જગ્યાએ બેસી રહેતા હતા.

(બૂલૂગુલ મરામ, પેજ–૫૫)

(૧૩) ઇદગાહમાં ફક્ત એક જ વખત જમાઅત થઇ શકે છે. બીજી વખત જમાઅત કરવી મકરૂહ છે.

(૧૪) ઇદગાહમાં ખુત્બા પછી એક બીજાથી મુલાકાત કરવી કોઇ હદીષથી સાબિત નથી. જેથી ઉલમાએ કિરામે આ મુલાકાતને મકરૂહ અને બિદઅત લેખી છે. માટે ઈદ–ગાહમાં મુલાકાત કરવામાં ન આવે.

(શામી ભાગ ૫, પેજ–૩૩૬)

(૧૫) કોઈ માણસ બીમારી યા કમઝોરીના કારણે ઈદગાહમાં પગપાળા ન જઈ શકતો હોય તો તે સવારીમાં જઈ શકે છે.

(ઈમદાદુલ ફતાવા)

(૧૬) ઈદની નમાઝની તકબીરોમાં હાથ છોડવા બાબત ઘણી ભૂલો થાય છે. જેથી એક નિયમ યાદ રાખવો જોઈએ કે, જે તકબીર પછી કંઈ જ પઢવાનું નથી, તેમાં હાથ ઉઠાવી છોડી દેવામાં આવે અને જે તકબીર પછી કંઈ પઢવાનું છે, તેમાં હાથ ઉઠાવી બાંધી લેવામાં આવે.

# * ઈદની નમાઝની રીત *

| પહેલી રકા'ત | હાથ ઉઠાવવાની વિધિ | શું પઢવું ? |
|---|---|---|
| પહેલી તકબીર | હાથ કાનો સુધી ઉઠાવી બાંધી લેવા | સના પઢવી. |
| બીજી તકબીર | હાથ કાનો સુધી ઉઠાવી છોડી આપવા | કંઈ પઢવાનું નથી. |
| ત્રીજી તકબીર | હાથ કાનો સુધી ઉઠાવી છોડી આપવા | કંઈ પઢવાનું નથી. |
| ચોથી તકબીર | હાથ કાનો સુધી ઉઠાવી બાંધી લેવા. | કિરા'ત પઢવાની છે. |

બીજી રકાત'માં કિરા'ત પૂરી થયા પછી નીચે પ્રમાણેની રીત યાદ રાખવી.

| | | |
|---|---|---|
| પહેલી તકબીર | હાથ કાનો સુધી ઉઠાવી છોડી આપવા. | કંઈ પઢવાનું નથી. |
| બીજી તકબીર | હાથ કાનો સુધી ઉઠાવી છોડી આપવા | કંઈ પઢવાનું નથી. |
| ત્રીજી તકબીર | હાથ કાનો સુધી ઉઠાવી છોડી આપવા | કંઈ પઢવાનું નથી. |
| ચોથી તકબીર | હાથ ઉઠાવ્યા વગર તકબીર કહી રુકૂઅમાં ચાલ્યા જવું. | — |

# * મુસાફિરની નમાઝ *

જ્યારે માણુસ પોતાના અસલી વતનથી ત્રણ રાત-દિવસ (૪૮ માઈલ)નો સફર કરે તો ચાર રકા'ત ફર્ઝ નમાઝોને

કસરથી પઢવી. અર્થાત્ બે રકા'ત પઢવી. જ્યારે ત્યાં પહોંચે અને પંદર દિવસની અંદર ફરી ત્યાંથી નીકળી જવાનો ઈરાદો હોય તો નમાઝ કસરથી જ પઢતાં રહેવી. જો પંદર દિવસથી વધુ રહેવાનો ઈરાદો હોય તો નમાઝોમાં કસર કરવી નહિં, ચાર રકા'તો જ પઢવી.

મુસાફિરે વસતિવાળા (મુકીમ) ઇમામની પાછળ નમાઝ પૂરી ચાર રકા'તો જ પઢવી. જો મુસાફિર ઈમામ બને તો નમાઝ કસરથી જ પઢાવે. સલામ ફેરવ્યા પછી એ'લાન કરી આપે કે હું મુસાફિર છું. તમારી બાકીની બે રકા'તો અદા કરી લો.

## ❋ બીમારની નમાઝ ❋

નમાઝ કોઈ પણ સંજોગોમાં માફ નથી. જો બીમાર માણસમાં ઊભા રહેવાની શક્તિ ન હોય તો બેસીને નમાઝ પઢવી. જો બેસવાની પણ શક્તિ ન હોય તો સૂઇને ઈશારાથી નમાઝ પઢવી. જો કોઈ હિંસક પ્રાણી, પશુ યા દુશ્મનનો ભય હોય તો સવારી પર અથવા પગપાળા ચાલતાં ચાલતાં નમાઝ અદા કરવી. પણ કોઇ કાળે નમાઝ છોડવાનો હુકમ નથી.

# ☆ ઈમાન અને ઇસ્લામ ☆

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ مُحَمَّدٌ رَّسُوْلُ اللّٰهِ

**લા ઇલા-હ ઇલ્લલ્લાહુ મુહમ્મદુર્ રસૂલુલ્લાહ.**

અર્થ : અલ્લાહ તઆલા સિવાય કોઇ મા'બૂદ નથી, મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અલ્લાહના રસૂલ છે.

દરેક આકિલ (બુદ્ધિવાન) અને બાલિગ (પુખ્તવય)ના ઝિમ્મે અલ્લાહની ખૂશનૂદી માટે, કોઈ પણ જાતના સ્વાર્થ વિના, દિલની સચ્ચાઈ સાથે અલ્લાહની મા'બૂદિયત પર અને મુહમ્મદ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પયગમ્બરી પર ઈમાન લાવવું વાજિબ છે. અર્થાત્ દિલમાં એવું સમજવું કે હું ખુદા સિવાય કોઈની ઈબાદત કદાપિ કરીશ નહિં અને મુહમ્મદ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની રિસાલતના હુકમો સિવાય અન્ય કોઈના હુકમો પર કદી અમલ કરીશ નહિં. જ્યારે માણસ સાચા દિલથી આવું સમજ્યો અને જીભથી "લા ઇલા-હ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર્રસૂલુલ્લાહ"નો ઈકરાર પણ કર્યો તો એ એને "મુઅ્મિન" કહે છે.

હવે મુઅ્મિનને જોઈએ કે, દિલમાં પોતાને જેવો સમજ્યો છે, એ જ પ્રમાણે પોતાના દિલ, ઝબાન અને અવયવોથી રિસાલતના હુકમો પર અમલ કરવા મંડે અને શિર્ક-બિદઅત તથા ગુનાહના કાર્યોથી ઘણો જ બચતો રહે અને ખુદાની ઈબાદતના કાર્યોને એની મખ્લૂક માટે કદાપિ બજાવી લાવે નહિં. હઝરત મુહમ્મદ રસૂલુલ્લાહ (સલ.)ની રિસાલતના હુકમોને તથા આપની રસમો અને આદતોને પોતાની ખૂશી-ગમીના કાર્યોમાં છોડી દઈ અન્યોની ચાલ-ચલગત અને રસમો-આદતોને અપનાવે નહિં. આપ (સલ.)ના હુકમોનો કદિ અનાદર કરે નહિં. આપ (સલ.)નો ઈરશાદ કોઈ દીનદારથી સાંભળે તો તરત દિલની ખૂશી સાથે એને માની લે અને એના પર અમલ કરવા મંડે. આપ (સલ.)ના હુકમો પર અમલ કરવાને શરમ સમજે નહિં; બલકે એને દુનિયા-આખિરતની કામિયાબી, ઇઝઝત અને ગર્વના કારણરૂપ સમજે, એને જ "મુસલમાની" કહે છે. અલ્લાહ તઆલા સર્વે

ઈમાનીઓને નેક કામો કરવાની તવફીક આપે અને ઈમાનથી દૂર કરનાર કામોથી બચાવે, આમીન !

આકિલ અને બાલિગ મુઅ્મિનના ઝિમ્મે રાત-દિવસમાં પાંચ ટાઈમની નમાઝો ફર્ઝ છે. દરેક વખતની નમાઝને એના ટાઈમમાં જ અદા કરવી. આળસ અને સુસ્તીના કારણે છોડવી નહિં. કારણ કે, નમાઝ મોત સિવાય કોઈ પણ સંજોગોમાં માફ નથી.

દરેક વર્ષે રમઝાન શરીફના એક માસના રોઝા રાખવા ફર્ઝ છે.

જો કોઈ મુસલમાન માલદાર હોય તો તેણે દરેક વર્ષે એકવાર પોતાની આખી મિલ્કતની ઝકાત કાઢવી અને જીવનભર એકવાર કા'બા શરીફની હજ કરવી ફર્ઝ છે. માલદારે હર વર્ષે ઈદુલ ફિત્રના દિવસે નમાઝ પહેલાં સદકએ ફિત્ર અદા કરવો અને ઈદુલ અઝહાના દિવસે નમાઝ પછી કુર્બાની કરવી વાજિબ છે.

જો કોઈ મુસલમાન એક સમયની નમાઝ ઈરાદાપૂર્વક છોડી દેશે તો એના બદલે ૮૦ હુકબા જહન્નમની આગમાં સળગતો રહેશે. એક હુકબા ૮૦ હજાર વરસની મુદ્દતને કહે છે. જો કોઈ માણસ માલની ઝકાત અદા કરશે નહિં તો એ માલને દોઝખમાં તપાવીને એના દ્વારા એને ડામ દેવામાં આવશે અને ઝવેરાત અજગર બનીને એને કરડતો-દંશતો રહેશે. જો કોઈ માણસ અલ્લાહની ઝાત અને સિફાતમાં એની કોઈ મખ્લૂકને શરીક કરશે તો એ સદાસર્વદા જહન્નમમાં રહેશે. એનો કદી છૂટકારો થશે નહિં. નઊઝુબિલ્લાહિ મિન્હા.

# ★ ઇમાન નામું ★

## * ઈમાનનાં ફર્ઝ *

ઇમાનનાં બે ફર્ઝ છે–

(૧) કલિમ–એ તય્યિબ ઝબાનથી પઢવો. (૨) એના અર્થને દિલથી સાચો જાણવો.

## * કલિમાનાં ફર્ઝ *

કલિમાનાં ત્રણ ફર્ઝ છે–

(૧) ઉંમરમાં એકવાર પઢવો. (૨) સહીહ પઢવો. (૩) કોઇ પઢવાનું કહે તો જલદી પઢવો.

## * ઈમાનની સિફતો *

ઇમાનની સાત સિફતો છે–

(૧) અલ્લાહ પર ઇમાન લાવવું. (૨) ફરિશ્તાઓ પર ઈમાન લાવવું. (૩) કિતાબો પર ઈમાન લાવવું. (૪) પયગમ્બરો પર ઈમાન લાવવું. (૫) કિયામત પર ઈમાન લાવવું. (૬) તકદીર પર ઈમાન લાવવું. (૭) મૃત્યુ બાદ સજીવન થવા પર ઈમાન લાવવું.

## * ઈમાનની શર્તો *

ઈમાનની સાત શર્તો છે–

(૧) ઇખ્તિયારે–સ્વેચ્છાએ ઇમાન લાવવું. (૨) ગૈબ પર ઇમાન લાવવું. (૩) ગૈબની ખબર ખુદા જ જાણે છે,

એમ કહીને ઈમાન લાવવું. (૪) હલાલને હલાલ જાણવું. (૫) હરામને હરામ જાણવું. (૬) અલ્લાહના ક્રોધ-કોપથી ડરતા રહેવું. (૭) અલ્લાહની રહમતના ઉમ્મીદવાર રહેવું.

## * ઈમાનની સલામતીની શર્તો *

ઈમાન સલામત રહેવાની શર્તો ચાર છે–

(૧) ઈમાન પામવાથી ખૂશ રહેવું. (૨) ઇમાન છીનવાઈ જવાથી ડરતા રહેવું. (૩) ઇમાનથી મહરૂમ કરનાર ચીજોથી દૂર રહેવું. (૪) મુસલમાનો પર મહેરબાન રહેવું.

## * ઈમાનના અહકામ *

ઈમાનના અહકામ સાત છે–

(૧) જાનથી, (૨) માલથી, (૩) તકલીફથી, (૪) બદ-ગુમાનીથી, (૫) ધોકાથી, (૬) હંમેશા દોઝખી બનવાથી અમન દેવી, (૭) જન્નતે લઈ જવું.

## * ઈમાનના વાજિબ *

ઈમાનના બાર વાજિબો છે–

(૧) બિદઅતથી બચવું. (૨) નેક લોકોની સોબતમાં રહેવું. (૩) ખરાબ લોકોથી દૂર રહેવું. (૪) સ્વજનોને દીનની તા'લીમ આપવી. (૫) રિશ્તેદારોથી મેળમિલાપ રાખવો. (૬) બે ઝઘડતા મુસલમાનોમાં સુલેહ કરાવવી. (૭) યતીમોથી મુહબ્બત કરવી. (૮) ગરીબો પર રહમ કરવી. (૯) તરસ્યાને પાણી પીવડાવવું. (૧૦) રસ્તેથી કાંટા, પથ્થર, ગંદકી દૂર કરવી. (૧૧) બીમારની ખબર પૂછવી. (૧૨) મય્યિતને નવડાવવી.

## * ઈસ્લામનાં ફર્ઝ *

અલ્લાહ તઆલા અને રસૂલ (સલ.)ની પેરવીને ઇસ્લામ કહે છે.

ઈસ્લામના પાંચ ફર્ઝ છે–

(૧) કલિમ–એ શહાદત. (૨) નમાઝ. (૩) રોઝા. (૪) ઝકાત. (૫) હજ્જ.

## * ઈસ્લામનાં વાજિબ *

ઈસ્લામના સાત વાજિબો છે–

(૧) વિત્ર. (૨) ફિત્ર. (૩) કુર્બાની. (૪) ઉમરહ. (૫) મા–બાપની પેરવી. (૬) અવરતે શવહરની તાબેદારી કરવી. (૭) મહરમનું ભરણપોષણ.

## * ઈસ્લામની સુન્નતો *

ઇસ્લામની આઠ સુન્નતો છે–

(૧) ખત્ના કરાવવી, (૨) માથાના વાળ, (૩) નાકના વાળ, (૪) મૂંછના વાળ, (૫) બગલના વાળ, અને (૬) ડુંટી નીચેના વાળ કઢાવવા, (૭) નખ કાપવા, (૮) દાઢી રાખવી.

## * સમાપ્ત *